

# સલ્લેખના
અને
# મૃત્યુમહોત્સવ.

[ રવિવાર વ્રત ઉદ્યાપન સહિત ]


સંગ્રહકર્તા અને પ્રકાશક—

**લલ્લુભાઇ લખમીચંદ ચોકસી,**

શરાફ બજાર—મુંબાઇ.


સ્વર્ગીય સૌ૦ પત્ની ફુલકોર ઉર્ફે નવીબાઇના
સ્મરણાર્થે "દિગંબર જૈન" પત્રના
૨૪માં વર્ષના ગ્રાહકોને ભેટ.


પ્રથમાવૃત્તિ ] વીર સં. ૨૪૫૭. [ પ્રત ૭૦૦

"જૈનવિજય" પ્રિ. પ્રેસ, ખપાટીયા ચકલા—સુરતમાં
મૂલચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.



# સલ્લેખના

અને

# મૃત્યુમહોત્સવ.

[ રવિવાર વ્રત ઉદ્યાપન સહિત ]


સંગ્રહકર્તા અને પ્રકાશક—

**લલ્લુભાઇ લખમીચંદ ચોકસી,**

શરાફ બજાર—મુંબાઇ.


સ્વર્ગીય સૌ૦ પત્ની ફુલકોર ઉર્ફે નવીબાઇના
સ્મરણાર્થે "દિગંબર જૈન" પત્રના
૨૪માં વર્ષના ગ્રાહકોને ભેટ.


પ્રથમાવૃત્તિ ]　　વીર સં. ૨૪૫૭.　　[ પ્રત ૭૦૦

"જૈનવિજય" પ્રિ. પ્રેસ, ખપાટીયા ચકલા—સુરતમાં
મૂલચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.

# નિવેદન.

મારી ચતુર્થ પત્ની **ફુલકોર** ઉર્ફે નવીબાઈ સં. ૧૯૮૫ના માહા વદ ૨ ને દિને મુંબઇમાં માત્ર ૨૬ વર્ષની ભરયુવાન વયે નિર્મળા અને પુષ્પા નામે ૯ અને ૬ વર્ષની બે પુત્રીઓને ટળવળતી મુકી સ્વર્ગવાસી થઇ ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મારી આ વૃદ્ધાવસ્થા સમયે એ મારા પહેલાં ચાલતી થશે પણ કાળની ગતિ વિચિત્ર છે, કાલે શું બનશે તેની કોઇને ખબર નથી તેથી જે કાંઇ બની શકે તે ધર્મકાર્ય કરતા રહેવુંજ જોઇએ.

મરનારે મરાઠી ચાર ચોપડીનો અભ્યાસ કર્યો હતો. શાસ્ત્ર સ્વાધ્યાય તેમજ વ્રત નિયમ સારી રીતે કરતી હતી તેમજ શિખરજી, કેશરિયાજી વગેરે યાત્રાઓ કરી હતી. વળી કેટલાંક વ્રતો કર્યાં હતાં, તેમાં રવિવાર વ્રત કરી તેનું ઉદ્યાપન પણ કર્યું હતું.

**સ્વર્ગસ્થના સ્મરણાર્થે** મેં અમુક રકમ કાઢી હતી તેમાંથી આ **"સલ્લેખના-મૃત્યુ મહોત્સવ"** પુસ્તક જે સોલાપુર નિવાસી વયોવૃદ્ધ શેઠ હીરાચંદ નેમચંદ દોશીએ ૨૧ વર્ષ ઉપર બાળબોધ અક્ષરે પ્રગટ કર્યું હતું તે ગુજરાતી અક્ષરે છપાવી તેમજ એ સાથે **રવિવાર વ્રતનું** હસ્તલિખિત ઉદ્યાપન જે મેં ઇડરના શાસ્ત્ર ભંડારમાંથી પ્રાપ્ત કર્યું હતું તે સંશોધન પૂર્વક છપાવી આ સાથે પ્રગટ કર્યું છે જે ગુજરાતના ભાઇઓને ઉપયોગી થઈ પડશેજ એમ આશા છે.

આ કાર્યમાં "દિગંબર જૈન" ના સુયોગ્ય સંપાદક અને ધર્મપ્રેમી ભાઇ મૂળચંદ કસનદાસ કાપડિયાએ મને દરેક મદદ કરી છે તે માટે એ ભાઇનો હું ઘણોજ આભારી છું.

વીર સં૦ ૨૪૫૭
જેઠ સુદ ૫.

લી૦ સેવક—
**લલ્લુભાઇ લખમીચંદ ચોકસી**
મુંબઇ.



श्री० सौ० फूलकोर उर्फे नवीबाई,

स्व० धर्मपत्नी, सेठ लल्लुभाई लखमीचंद चौकसी–मुंबाई।

जन्म–सं० १९५८ स्वर्गवास–सं० १९८५

नांनेज (दक्षिण) माहा वद २

जैनविजय प्रेस–सूरत.

श्रीवीतरागाय नमः ।




उपसर्गे दुर्भिक्षे जरसि रुजायां च निःप्रतीकारे ॥
धर्माय तनुविमोचनमाहुः सल्लेखनामार्याः ॥ १ ॥

**અર્થ**—ઉપસર્ગ આવેલા વખતે, દુકાળની વખતે, વૃદ્ધાવસ્થાની વખતે અને રોગની વખતે, જ્યારે કોઈ પણ ઇલાજ તે મટાડવાને શક્ય નથી એવું જણાઇ આવે, ત્યારે ધર્મની રક્ષા માટે શરીરનો ત્યાગ કરવો તેને ગણધર દેવો સલ્લેખના કહે છે.

**ભાવાર્થ**—શરીરમાં રહેવું અને શરીરનું રક્ષણ કરવું, તે ધર્મના ધારણ કરવા માટેજ છે. મનુષ્ય જન્મ, ઇંદ્રિયો, મન ઇત્યાદિ પ્રાપ્ત થયાં હોય તો, તે ધર્મનું પાલન કરવાથીજ સફળ છે. અને જ્યારે ધર્મનોજ નાશ થતો જોવામાં આવે, એટલે ધર્મ એટલે શ્રદ્ધાન, જ્ઞાન, ચારિત્ર બગડી જશે એવો નિશ્ચય થઈ જાય, ત્યાં ધર્મની રક્ષા માટે દેહનો ત્યાગ કરવો તેને સલ્લેખના કહે છે. કોઈ પેહેલા ભવનો વૈરી અસુર પિશાચાદિક દેવ આવીને ઉપસર્ગ કરે, અથવા કોઈ દુષ્ટ વૈરી, ભીલ મ્લેછાદિક માણુસો, સિંહ, વાઘ, હાથી અને સર્પાદિક જાનવરો, ઉપસર્ગ કરવા આવ્યાં હોય, અથવા પ્રાણુઘાત કરનારો પવન ફુંકાતો હોય, વરસાદ વરસતો હોય, વીજળી પડી હોય, ટાઢ, ગર્મી, ધૂમાડો એ પ્રાણુ-

ઘાતક થયાં હોય, આગથી બળી મરવાનો વખત આવ્યો હોય, પાણીમાં તણાઈ મરવાનો સમય હોય, પથ્થર પડી મરવાનો સમય આવી પહોંચ્યો હોય, અથવા આપણા કુટુંબી જનોમાંથી કોઈ બાંધવાદિક દુષ્ટ બુદ્ધિથી પોતાના સ્વાર્થ માટે આપણને મારવા તૈયાર થયાં હોય, અથવા કોઈ રાજા અગર મંત્રી દુષ્ટ બુદ્ધિથી આપણા પ્રાણ લેવાને તૈયાર થયો હોય તો, એવા સમયે સલ્લેખના ધારણ કરવી આવશ્યક છે.

જ્યારે આપણને નિર્જન વગડામાં જતાં દિશા ભૂલ થઇને રસ્તો નહીં જડતો હોય, ને હવે પ્રાણ બચવાની આશા નથી એમ નક્કી લાગતું હોય, ત્યારે સલ્લેખના ધારણ કરવી તથા અન્ન પાણી હવે મળશેજ નહીં એવો ભયંકર દુકાળ આવી જાય ત્યારે, તથા શરીરને તદન જીર્ણ કરવા વાળી, આંખો અને કાનની શક્તિ નષ્ટ કરનારી, હાથ પગને શિથિલ કરનારી એવી વૃદ્ધાવસ્થા આવે ત્યારે પણ સલ્લેખના ધારણ કરવી ઉચિત છે. જ્યારે જ્વર, અતિસાર, શ્વાસ, કાસ, કફવૃદ્ધિ, વાતપિત્તાદિકની પ્રબલતા, અગ્નિની મંદતા, લોહીનો નાશ, જલોદર, સોજો. ઈત્યાદિ રોગો થઇ તે દિવસે દિવસે વધતા હોય, અને તે હવે અસાધ્ય થયાં છે એમ નિશ્ચય થયો હોય, તે વખતે ધૈર્ય ધારણ કરી ઉત્સાહથી સલ્લેખના ધારણ કરવી યોગ્ય છે.

જ્યારે મરણનાં અવશ્ય કારણો મળી આવે ત્યારે ચાર આરાધનાનું શરણ ગ્રહણ કરીને દેહ, ઘર અને સમસ્ત કુટુંબીજનોપરનો મમત્વ છોડી દઇ આહારાદિકનો અનુક્રમથી ત્યાગ કરીને દેહ વિસર્જન કરવો. દેહનો નાશ થઈ આત્માનો

સ્વભાવ જે દર્શન જ્ઞાન ચારિત્ર તે જેથી બગડે નહીં તેવાં યત્ન કરવાં. આ દેહ નાશવંત છે તે અવશ્ય બગડવાનો છેજ. તેને દેવ, દાનવ, મંત્ર, તંત્ર, મણિ, ઔષધાદિક કરોડો ઉપાય કરશો તોપણ બચશે નહીં. દેહ તો અનંતાનંત ધારણ કરીને છોડયાં છે, પણ આ રત્નત્રયધર્મ અનંતભવમાં પણ મળ્યો નથી તે ઘણો દુર્લભ છે. અને તે સંસારપરિભ્રમણથી બચાવનારો છે. એવો ધર્મ આપણને પરલોક જતાં સુધી બગડે નહીં એવો નિશ્ચય પકડીને દેહ ઉપરની મમતા મુકી દઈ પંડિત મરણ અર્થે ઉદ્યમ કરવો જોઈએ.

હવે સમાધિમરણની મહિમા વર્ણન કરવા સૂત્ર કહે છે:—

**अंतः क्रियाधिकरणं तपः फलं सकलदर्शिनः स्तुवते ॥**
**तस्माद्यावद्विभवं समाधिमरणे प्रयतितव्यं ॥२॥**

**અર્થ:**—અંતઃક્રિયા એટલે સંન્યાસમરણ તેજ જેનો આધાર છે એવા તપના ફળને સકળદર્શી એટલે સર્વજ્ઞ ભગવાન સ્તુવતે એટલે પ્રશંસા કરે છે, માટે બને તેટલાં સામર્થ્ય થકી સમાધિ મરણ વિષે પ્રયત્ન કરવો જોઇએ.

**ભાવાર્થ:**—તપ, વ્રત, સંયમ પાળવાથી થતાં ફળ લોકમાં અનેક પ્રકારનાં છે. તપનું ફળ દેવલોકમાં જન્મ પામવાનું છે. મિથ્યાદ્રષ્ટીઓ તપના પ્રભાવથી નવગ્રૈવેયક સુધી અહમિંદ્ર પદ પામે છે. મહાન્ સિદ્ધિ સંપદા પણ તપથી પ્રાપ્ત થાય છે. ચક્રવર્તિપદ, નારાયણપદ, બલિભદ્રપદ, રાજેંદ્રપદ પણ તપથી પ્રાપ્ત થાય છે. આરોગ્ય, શક્તિ, અખંડ આજ્ઞા, આશ્ચર્ય, ઋદ્ધિ, વૈભવ, પરિવાર એ બધાં તપનાં ફળ છે. પણ અંતકાળે સમાધિ મરણ વગર આ સર્વે દેવાદિક સંપદા ઘણાએ વખત ભોગવી ભોગવીને સંસારમાંજ પરિભ્રમણ

કીધું, તપ કરીને અંતકાળે સમાધિ મરણની વિધિથી ભય છોડીને આરાધનાની શરણુ સાથે મરણુ થાય તો, તે તપના ફળને સર્વદર્શી ભગવાન પણુ પ્રશંસા કરે છે. કારણુ કોટિ-પૂર્વ વરસો સુધી તપ કરીને અંતકાળમાં જેનું મરણુ બગડયું તેનું તપ પ્રશંસા યોગ્ય નથી. તપ કરવાથી દેવ-લોકની અને મનુષ્યલોકની સંપદા તો પ્રાપ્ત થાય, પણુ મરણુના સમયે આરાધના સહિત સમાધિમરણુ ન થયું તો, તે સંસારમાં પરિભ્રમણુ કરવાનો છે. જેમ કોઇ પુરૂષે અનેક દૂર દેશોમાં ભ્રમણુ કરીને, ત્યાં ઘણુંએ ધન ઉપાર્જન કીધું, અને તે ઘેર આવતાં પોતાના ગામના નજીકજ લુટાઇ ગયું તો, તે પાછો દરિદ્રીનો દરિદ્રીજ રહ્યો. તેમ જન્મ સુધી તપ, વ્રત, સંયમ, ધારણુ કરી અને જો અંતકાળમાં આરાધના છોડી દીધી તો, તે અનેક જન્મમરણુ કરવાનેજ લાયક થયો. આથી સમાધિ મરણુ માટે પ્રયત્ન કરવો જોઇએ.

હવે સંન્યાસ કરવાના પ્રારંભમાં શું કરવું જોઇએ તે કહેવાને માટે સૂત્ર કહે છે—

**स्नेहं वैरं संगं परिग्रहं चापहाय शुद्धमनाः ।**
**स्वजनं परिजनमपि च क्षांत्वा क्षमयेत्प्रियैर्वचनैः ॥३॥**

**અર્થ**:—સલ્લેખના ધારણુ કરનાર શુદ્ધ મનના માણુસે કુટુંબિયો ઉપરનો મોહ છોડવો; કોઈ વિષે મનમાં વેર હોય તો તે છોડી દેવું; સ્રી પુત્રાદિકની સોબત છોડવી; ચોવીસ પ્રકારના અંતર્બાહ્ય પરિગ્રહનો ત્યાગ કરવો; આપણુા અને પારકા માણુસોના અપરાધની ક્ષમા કરવી; અને મીઠાં ભાષણુથી આપણે તેની પાસે ક્ષમા માંગવી.

**ભાવાર્થઃ**—સમ્યગ્દષ્ટી જીવને સ્નેહ અને વેર હોતાં નથી. સમ્યગ્જ્ઞાની એમ વિચાર કરે છે કે, કર્મોના વશથી હું આ શરીરમાં ઉપજ્યો છું. હવે આ શરીરને ઉપકાર કરનારા તથા અપકાર કરનારા પદાર્થો પુણ્ય અને પાપકર્મના ઉદયથી જે બાહ્ય સ્ત્રી પુત્રાદિક છે, તેમાં શરીરનો ઉપકાર કરનારાઓને દાન સન્માદિક આપીને સ્નેહ કીધો. અને જે આ શરીરને ઉપકાર કરનારાં હતાં તેમને ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી વેરી સમજીને વેર રાખ્યું. હવે આ શરીરનો નાશ થવાનો સમય આવી પહોંચ્યો છે, તો હવે કોની સાથે સ્નેહ કરૂં અને કોની સાથે વેર રાખું? મારે અને તેમને આત્માની સાથે તો સંબંધ છેજ નહીં. હું તેમના આત્માને જાણુતો નથી, તેમ તેઓ મારા આત્માને જાણુતા નથી. ફકત તેમનું અને મારૂં ચામડુંજ દીઠામાં આવે છે. અને જો ચામડાથીજ મિત્રતા અને શત્રુત્વનો સંબંધ હોય, તો આ ચામડું ભસ્મ થઈ જઈ તેના એકએક પરમાણું થઇ ઉડી જશે. માટે કોનાથી સ્નેહ ને કોનાથી વેરનો સંકલ્પ કરિયે? કોઈથી નહીં. અને જો કોઈ આપણાથી વગર કારણે અભિમાનથી વેર કરતાં હશે તેમનાથી નમ્ર થઇ તેમને કહેવું કે "મારી ભૂલ થઇ છે તેથી હું તમારાથી મળતો નહીં થયો, હવે હું આપને અરજ કરૂં છું કે મારા અપરાધની ક્ષમા કરો. આપ જેવા સજ્જન પુરૂષ વગર કોણ બક્ષીસ કરે? એમ કહી ક્ષમા ગ્રહણ કરાવવી. અને જો આપણે કોઈનું ધન, અથવા જમીન અન્યાયથી દબાવી લીધી તો તે તેમને પાછી આપી દઈ રાજી કરવા અને કહેવું કે મેં દુષ્ટ બુદ્ધિથી આપનું ધન રાખ્યું, અથવા જમીન પડાવી

લીધી, હવે આ તમારી પાછી લ્યો. હું પાપી છું. મેં દુષ્ટ-બુદ્ધિ, છળ કપટ અને લોભથી આંધળો થઈ દુરાચાર કીધો, અને તમને બહુ દુઃખ ઉપજાવ્યું. હવે મને તે બાબતનો અંતરંગમાં પસ્તાવો થાય છે. મેં જે અપરાધ કીધો છે તે તો કોઈ રીતે પાછો ફરે નહીં. હવે શું કરૂં ? મને તમે માફ કરો.” ઈત્યાદિક સરળ પરિણામથી ક્ષમા ગ્રહણ કરાવવી.

તેમજ આપણા કુટુંબ મિત્રાદિક સ્નેહવાન હોય તેમને કેહવું કે, “ તમે, અમારા સંબંધી-સ્નેહી છો પણ તમારે અને મારે આ શરીરથીજ સંબંધ છે. આ શરી-રને પેદા કરનારા માતપિતા છો. અને આ શરીરથી પેદા થયેલાં પુત્રપુત્રી છો. આ શરીરને સુખ દેનારી સ્ત્રી છે. આ દેહના કુળના સંબંધી બંધુજન છો. તમારે અને મારે આ વિનાશિક દેહનો સંબંધ આટલા વખત રહ્યો. આ દેહ આયુષ્યના સ્વાધીન છે. અને હવે અવશ્ય નાશ થવાનો છે. માટે હવે એવો વિનાશિક દેહથી સ્નેહ કરવો ફોકટ છે. આ દેહથી સ્નેહ કરશો પણ તે રહેવાનો નથી. તે તો અગ્નિમાં ભસ્મ થઇ જઇ બધે વિખરાઇ જવાનો છે. અને મારો આત્મા તો જ્ઞાનસ્વરૂપ છે; અવિનાશી છે; અખંડ છે; મારૂં નિજસ્વરૂપ છે; નિજસ્વભાવનો નાશ નથી. જેનો સંયોગ છે તેનો વિયોગ પણ અવશ્ય છેજ. અને જે અનેક પુદ્ગલ પરમાણુઓ એકત્ર થઇ બનેલો છે તેનો નાશ અવશ્ય થવાનોજ. માટે આ નાશવંત અજ્ઞાન અને જડ-સ્વરૂપી મારા પુદ્ગલથી સ્નેહ મુકી દઇ મારા અવિનાશી, જ્ઞાયક અને ચૈતન્ય આત્મા ઉપર ઉપકાર કરવા માટે ઉદ્યમી

થાઓ, અને જેથી મારા જ્ઞાન, દર્શન સ્વભાવરૂપી આત્માનો રાગ દ્વેષ મોહાદિકથી ઘાત નહીં થાય, અને જ્ઞાનાદિક ગુણોની ઉજ્જવલતા પ્રકટ થઇ, વીતરાગ નિજ સ્વભાવની પ્રાપ્તિ થાય તેમ યત્ન કરો. આવાં શરીર તો અનંતાનંત ધારણ કરી કરીને છોડયાં છે. વિપરીત શ્રદ્ધાન, વિપરીત જ્ઞાન, અને વિપરીત આચરણથી ચાર ગતિમાં પરિભ્રમણ કીધું. કયાં મારૂં સકલ પદાર્થને જાણવાવાળું સર્વજ્ઞ સ્વરૂપ અને કયાં એકેંદ્રિય પર્યાયમાં અક્ષરના અનંતમાં ભાગ જેટલું જ્ઞાનનું રહેવું ? મારી અનંતશકિત અંતરાય કર્મના ઉદયથી નષ્ટ થઇ પૃથ્વી, પાષાણ, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ પંચ સ્થાવર રૂપનું ધરવું, વિકલત્રય થવું એ બધો મિથ્યા શ્રદ્ધાન, જ્ઞાન, આચરણનોજ પ્રભાવ છે. હવે અનંતાનંત કાળમાં કર્મના ક્ષયોપશમથી અને વીતરાગના સ્યાદ્વાદરૂપ ઉપદેશથી, મારે સ્વરૂપ પરરૂપનું કિંચિત્ જાણપણું થયું છે, વાસ્તે હે સજ્જન ! સંબંધિયો ! હવે એવો સ્નેહ મારા ઉપર કરો જેથી મારો આત્મા રાગ, દ્વેષ, મોહરહિત નિર્ભય થઇને આ દેહનો ત્યાગ આરાધનાના શરણ સહિત કરે. કારણ અનાદિકાળથી અનંતાનંત મિથ્યાત્વ સહિત બાળમરણ કીધાં છે, તો એક વખત પણ જો પંડિતમરણ કીધું હોત તો, ફરીથી મરણને પ્રાપ્ત થાતજ નહીં. માટે હવે દેહાદિકથી સ્નેહ મૂકી દઈ, જે રીતે મારો આત્મા રાગાદિક ભાવને વશ ન થાય, અને સંસાર સમુદ્રમાં ન ડુબે તેવો યત્ન કરવો જોઈએ.

आलोच्य सर्वमेनः कृतकारितमनुमतं च निर्व्याजं ॥
आरोपयन्महाव्रतमामरणस्थायि निःशेषं ॥ १२ ॥

**અર્થ:**—જે કંઈ આપણે પાપ અથવા અપરાધ કીધાં હોય, અગર બીજાં પાસે કરાવ્યા હોય, અથવા કરનારાને અનુમોદ્યા હોય તો, તે અપરાધનું એકાંતમાં નિર્દોષ વીતરાગી જ્ઞાની ગુરૂની પાસે કપટ છોડીને આલોચન કરવું, અને મરણ સુધી મહાવ્રત અંગીકાર કરવાં.

**ભાવાર્થ:**—જો આપણા રાગાદિક કષાય ઘટયા હોય, પરિષહ સહન કરવા માટે આપણું શરીર અને મન સમર્થ હોય, અને નિર્ગ્રંથ ગુરુ તથા દેશકાળ સહાય્યાદિકનો સંયોગ હોય, તો મહાવ્રત અંગીકાર કરવાં, અને જો એવી અંતર્બાહ્ય સામગ્રી અનુકુળ નહીં હોય તો, આપણા અંતઃકરણમાંજ ભગવાન પંચ પરમેષ્ટીનું ધ્યાન કરીને આલોચના કરવી. આપણી યોગ્યતા મુજબ પંચ પાતકોનો ત્યાગ કરી ઘરમાં રહેતા છતાં મહાવ્રતી જેવા થઈ રોગાદિક વેદનાઓ સહન કરવી, ઘભરાવું નહીં. આવી પડેલાં દુઃખો બહાર નહીં જણાવતાં, બહુજ ધીરજ રાખી સહન કરવાં. કર્મના ઉદયને આપણા આત્મ સ્વભાવથી ભિન્ન જાણીને, સમસ્ત શત્રુ મિત્ર સંયોગ વિયોગમાં સમતાભાવ રાખીને, પરિગ્રહાદિક ઉપાધિનો ત્યાગ કરી વિકલ્પરહિત રહેવું; એમ સમજવું કે આ સંન્યાસનો અવસર છે, હવે મારે પરિગ્રહનો ત્યાગ કરવો જોઇએ. તેમાં પ્રથમ તો જેનું જે દેવું ( ઋણ ) હોય તે તેને આપીને ઋણ રહિત થઈ જવું જોઈએ. કોઈનું ધન, જમીન, ઘર, અથવા બાગ વાડી વિગેરે આપણે અનીતિથી લીધાં હોય તો, તે તેને પાછાં આપી દઇ તેને સંતોષિત કરવા. અને આપણો અપરાધ કબુલ કરી તેની પાસે ક્ષમા માંગવી.

એવી રીતે જેનું લીધેલું તે તેને આપી દઈ, બાકી પોતાનું ધન દોલત જે આપણી પાસે રહે તેના વિભાગ કરી, સ્ત્રીનો ભાગ સ્ત્રીને આપે; પુત્રનો ભાગ પુત્રને આપે; પુત્રીને યોગ્ય દેખાય તે પુત્રીને આપે; આપણે આશ્રિત રહેલાં બહેન, ભાઈ, ભોજાઈ વિગેરેને જે આપવું ઘટે તે આપે. અનાથ, દીન, દુઃખી એવાં પુરૂષ અથવા સ્ત્રિયો અને વિધવાઓ હોય, તેમને યોગ્ય મદદ કરવા માટે જે આપવું હોય તે આપે, એવી રીતે સમસ્ત પરિગ્રહનો ત્યાગ કરી, મમતા રહિત થઈ, શરીરના મમત્વનો પણ ત્યાગ કરે. સ્ત્રી, પુત્ર, કુટુંબ, ઘર, શય્યા, આસન, વસ્ત્ર વિગેરે ઉપરની મમતા છોડે. એમ સમજે કે મારે એમનો હવે શું સંબંધ છે ? જે દેહના સંબંધથી તેમનો સંબંધ હતો તે દેહનેજ જો હું છોડું છું, તો પછી દેહના સંબંધીયોથી મારે શા માટે મમતા રાખવી ? હવે મારા આત્માનો સંબંધ તો આપણા સ્વભાવ જે સમ્યદર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યકચારિત્ર છે, તેથીજ છે, કારણ તે મારા નિજસ્વભાવ છે, અને આ દેહ તો રક્ત, માંસ, હાડકાં અને ચામડામય છે; જડ છે; કૃતઘ્ન છે; તે મારો નથી, અને હું તેનો નથી. દેહ વિનાશિક છે. અને હું અવિનાશી છું. મારે તો અજ્ઞાનભાવથી એનામાં મમતા રહી, અને તેથી અશુભ કર્મોના બંધ કીધા. હવે એ દેહના સંબંધનો નાશ થવાની ઈચ્છા રાખું છું. દેહના મમત્વથીજ અનંત જન્મ મરણ થયાં છે. અને સંસારમાં જેટલા દુઃખના પ્રકાર છે, તે બધા દેહના સંગથીજ મારે વેઠવા પડે છે. રાગ, દ્વેષ, મોહ, કામ, ક્રોધાદિકની ઉત્પત્તિનું કારણ આ એક દેહનો સંબંધજ છે, એવા દેહથી વિરાગતા પામી સમસ્ત વ્રતોમાં દ્રઢતા ધારણ કરવી.

વળી શું કરવું તે કહે છેઃ—

**शोकं भयमवसादं क्लेदं कालुष्यमरतिमपि हित्वा।**
**सत्वोत्साहमुदीर्यंच मनः प्रसाध्यं श्रुतैरमृतैः॥**

**અર્થઃ**—સંન્યાસના વખતે શોક, ભય, વિષાદ, સ્નેહ, કલુષપણું, અરતિ વિગેરે મૂકી દેઇ કાયરપણું છોડી દેવું. ને આપણા આત્મસત્વનો પ્રકાશ કરી શ્રુતરૂપ અમૃતથી પોતાનું મન પ્રસન્ન રાખવું.

**ભાવાર્થઃ**—અનાદિ કાળથી સંસારી જીવોને શરીર વિષે આત્મબુદ્ધિ લાગી રહેલી છે. અને શરીરના નાશનેજ પોતાનો નાશ માને છે, શરીરનો નાશ થવો, તેમજ ધન, પરિગ્રહ, સ્ત્રી, પુત્ર, મિત્ર સમસ્ત કુટુંબાદિકના સંયોગનો વિયોગ થતો જ્યારે જુએ છે, ત્યારે મિથ્યા દૃષ્ટિને ઘણો શોક ઉપજે છે. પણ સમ્યગ્દૃષ્ટિને શોક થતો નથી. તે એમ વિચાર કરે છે કે, હે આત્મા! શરીર તો અનંતાનંત ગ્રહણ કરી કરીને મેલી દીધાં; આ દેહ તો રોગોની ઉત્પત્તિનું સ્થાન છે. હમેશાં ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ ભયાદિક ઉપજાવવાળી છે; મહા કૃતઘ્ન છે, તદન વિનાશિક છે; આત્માને સર્વરીતે દુઃખ અને કલેશ ઉપજાવનારી છે; દુષ્ટની સોબત માફક ત્યાગવા યોગ્ય છે. સંપુર્ણ દુઃખનું બીજ છે, મહાન સંતાપ અને ઉદ્વેગ ઉપજાવનારી છે, સદાકાલ ભય ઉપજાવનારી છે; બંદીગ્રહ જેવી પરાધીન કરનારી છે; જેટલી જાતના દુઃખ દુનિયામાં છે તેટલાં બધાં એના સંગથી ભોગવવાં પડે છે; આત્મ સ્વરૂપને ભુલાવી દેનારી છે; ઇચ્છાના દાહને ઉપજાવનારી છે; મહાન મેલી છે; કીડાઓથી ભરેલી મહાન દુર્ગંધ છે; દુષ્ટ ભાઈ જેવી હમેશ

ક્લેશ ઉપજાવનારી છે; એવા શરીરનો વિયોગ થાય તો તેમાં ખોટું શું ? માટે જ્ઞાનીએ શોક મૂકી દેવો જોઇએ; મરણનો ડર રાખવોજ નહીં. જ્ઞાનીએ વિષાદ, સ્નેહ, કલુષતા અને અરતિભાવોને મૂકી દેઈ ઉત્સાહ, સાહસ અને ધૈર્ય પ્રકટ કરીને શ્રુતજ્ઞાનરૂપી અમૃતનું પ્રાન કરવું અને પોતાનું મન તૃપ્ત કરવું.

आहारं परिहाप्य क्रमशः स्निग्धं विवर्द्धयेत्पानं ।
स्निग्धं च हापयित्वा खरपानं पूरयत्क्रमशः ॥
खरपानहापनामपि कृत्वा कृत्वोपवासमपि शक्त्या ।
पंचनमस्कारमनास्तनुं यजेत्सर्वयत्नेन ॥

**અર્થ**:—આપણી શકિત પ્રમાણે તથા આયુષની સ્થિતિ પ્રમાણે ક્રમેક્રમે આહાર ઘટાડીને દૂધ વિગેરે ચીકણું પીનેજ રેહેવું. પછી ક્રમેક્રમે દૂધ વિગેરે ચીકણું પીવાનું ઘટાડીને છાસ અથવા ગરમ પાણી પીને રેહેવું. પછી ક્રમેક્રમે ગરમ પાણી પીવાનું ઘટાડતાં ઘટાડતાં સંપૂર્ણ આહારનો ત્યાગ કરીને અને શકિત પ્રમાણે ઉપવાસ કરવો અને ધર્મધ્યાનમાં ચિત્ત રાખીને પંચ નમોકાર જપતાં જપતાં બહુ સાવધાનીથી દેહ છોડવો.

**ભાવાર્થ**:—કાયસલ્લેખના કરવી તે અનુક્રમથી કરવી. આપણું આયુષ્ય પૂર્ણ થવાનો અવસર દેખાય તે પ્રમાણે શરીર અને ઇંદ્રિયોથી મમત્વરહિત થવું. આહારના સ્વાદથી વિરકત થઇ વિચાર કરવો, કે હે આત્મા ! સંસાર–પરિભ્રમણ કરતાં કરતાં તેં એટલો બધો આહાર લીધો છે. કે એકએક જન્મમાંનો એકએક કણ લઇ એકઠું કરીયે તો તે અનંત સુમેરૂ પ્રમાણ થઇ જાય. અને અનંત જન્મમાં પાણી પણ

એટલું પીધું છે કે, એકએક જન્મમાંનો એકએક છાંટો એકઠો કરિયે તો તેથી અનંત સમુદ્ર ભરાઈ જશે. એટલાં અન્ન અને જળથી પણ જો તૃપ્તિ ન થઇ તો હવે રોગ અને જરાદિકથી પ્રત્યક્ષ મરણ નજદીક આવ્યું એવા અવસરે કિંચિત્ આહારથી કેવી રીતે તૃપ્તિ થશે ? જ્યારે આ શરીર ધારણ કીધું તે દિવસથી પણ નિત્ય આહાર લીધાજ કીધો છે. અને તે આહારના લોભ માટે અનેક આરંભ કીધા, આહારના લોભથીજ હિંસા, અસત્ય, પરધનની લાલસા, અબ્રહ્મ, પરિગ્રહનો વધારો કરી દુર્ધ્યાનથી કુકર્મ ઉપાર્જન કીધાં. આહારની ગૃદ્ધિથી દીનવૃત્તિ ધારણ કરી પરાધીન થયો. આહારના લોભથી ભક્ષ અભક્ષનો વિચાર નહીં કીધો-જે જડયું તે ખાધું. રાતે ખાધું, દિવસે ખાધું, આઠમ ચૌદસ જેવી પર્વ તિથિએ પણ ખાખા કીધું. ખાધાના લોભથી ક્રોધ, અભિમાન, કપટ, લોભ અને યાચના જેવી કષાયમાં લપટાઇને પોતાની મ્હોટાઇ ખોઈ બેઠો. ખાવાની લાલસાથી અનેક રોગોની પીડા માથે વોહરી લીધી. આહારના લોભથીજ નીચ જાતિ અને નીચ કુળની સેવા કીધી: આહારના લોભથીજ સ્ત્રીને અને પુત્રને સ્વાધીન થઇ બેઠો. આહારના લંપટી હોય તે નિર્લજ થાય છે, આચાર વિચાર રહિત થાય છે, આહારના લંપટી પોત પોતામાં કપાઇ મરે છે, દુર્વચન બોલે છે. આહાર માટેજ પશુ યોનિમાં પરસ્પર લઢી મરે છે, એક બીજાને ખાઇ જાય છે. ઘણું શું કહિએ ? હવે આ શરીરમાં મારો સંબંધ થોડા વખતનો છે, માટે રસનામાં ગૃદ્ધિ મુકી દઇ-રસના ઇંદ્રિયની લાલસા મુકી દઇ, આહારનો ત્યાગ કરવો જોઇએ. જો આહારનો ત્યાગ કરવામાં ઉદ્યમી નહીં

થઈશ તો વ્રત, સંયમ, ધર્મ, યશ, પરલોક એ સર્વે બગડી જઇ કુમરણ કરી સંસારમાં પરિભ્રમણ કરવું પડશે. એવો નિશ્ચય કરીને અતૃપ્તિ કરનારા આહારનો ત્યાગ કરવા માટે કોઇ દહાડે ઉપવાસ, કોઈ વખત બેઉપવાસ, કોઇ વખત ત્રણ ઉપવાસ, કોઇ દિવસ એકજ વખત આહાર, કોઇ દિવસ નીરસ આહાર, કોઈ વખત અલ્પ આહાર ઇત્યાદિ ક્રમથી આપણી શક્તિ પ્રમાણે અને આયુષ્યની સ્થિતિ પ્રમાણે આહારને ઘટાડતાં ઘટાડતાં દુધ કાંજી વિગેરે પીનેજ રહેવું. પછી દુધ વિગેરે ચીકણા પદાર્થો છોડી દઈ છાસ પીને અથવા ગરમ પાણી પીનેજ રહેવું, અને પછી ગરમ પાણી પણ મૂકી દઈ પોતાની શકિત પ્રમાણે ઉપવાસ કરતાં કરતાં ધર્મધ્યાનમાં ચિત્ત રાખીને પંચ ણમોકાર જપતાં જપતાં બહુ સાવધાનીથી દેહનો ત્યાગ કરવો, એ સલ્લેખના જાણવી.

અહિયાં કોઇ કહે કે, આહારાદિકનો ત્યાગ કરી મરણ કરવું તે આત્મઘાત છે; અને આત્મઘાત કરવો તે તો અયોગ્ય કહેલું છે, માટે તેનું શી રીતે? એનું સમાધાન એ છે કે, જે કોઇ ઘણા દિવસથી મુનિપણું, શ્રાવકપણું, મહાવ્રત, અણુવ્રત સુખેથી પાળતા દેખાય; જેઓ સ્વાધ્યાય, ધ્યાન, દાન, શીલ, તપ, વ્રત, ઉપવાસાદિક સારી રીતે કરતા હોય, જિનપૂજન, ધર્મોપદેશ, ધર્મશ્રવણ, ચાર આરાધનાનું સેવન, જેમનાથી નિર્વિઘ્નપણે થતું હોય; ઉપસર્ગ અને દુર્ભિક્ષાદિકનો ભય નહીં આવી પહોંચ્યો હોય, કોઈ અસાધ્ય રોગ શરીરમાં વધી પડયો નહીં હોય, સ્મરણ શક્તિ અને જ્ઞાનશકિતને નષ્ટ કરે એવી વૃદ્ધાવસ્થા આવી પોહોંચી નહીં હોય, તેઓએ આહારનો ત્યાગ કરી સંન્યાસ

ધારણ કરવો યોગ્ય નથી. જેઓ ધર્મ સાધન થતાં છતાં પણ આહારનો ત્યાગ કરીને મરણ કરશે તેઓ ધર્મથી પરાંગ-મુખ છે એમ સમજવું જોઇએ. દાન, વ્રત, શીલ, સંયમાદિ ઉપાયથી મોક્ષનો ઉપાય સાધન કરનારો ઉત્તમ મનુષ્ય પોતાના શરીરથી વિરક્ત થયેલો હજી આયુષ્ય લાંબું છતાં અને ધર્મસેવન થતાં પણ જો આહારાદિકનો ત્યાગ કરે તો તે આત્મઘાતી કહેવાય. કારણ ધર્મ સંયુક્ત શરીરનું પ્રયત્નથી રક્ષણ કરવું એવી ભગવાનની આજ્ઞા છે. અને જો ધર્મનું સેવન કરવામાં સહકારી એવા દેહનો આહાર છોડીને ત્યાગ કરશો તો દેવ, નારકી અથવા તિર્યંચના સંયમ રહિત દેહમાં ઉપજશો; ત્યાં તપ, સંયમ કેવી રીતે સાધી શકશો ? રત્ન-ત્રયને સાધન કરનારો તો મનુષ્ય દેહજ છે. એવા મનુષ્ય દેહને આહારનો ત્યાગ કરીને છોડશો તો તેનાથી શું કાર્ય સિદ્ધ થવાનું છે ? આપણા આત્માનું શું સારૂં થવાનું છે ? આ શરીર મૂકી દઇ બીજું નવું શરીર વ્રત વગરનું અને ધર્મ વિનાનું ધારણ કરવું પડશે. માટે અનંતાનંત દેહ ધારણ કરાવનારૂં બીજ જે કાર્માણ શરીર તેનું કારણ મિથ્યાત્વ, અસંયમ, કષાયાદિક છે તેનો નાશ કરીને કાર્માણ દેહને મારી નાખો. આહારાદિકના ત્યાગથી તો ઔદારિક શરીર, જે હાડકાં અને માંસમય છે, તે મરી જશે અને બીજું નવું ઉપજશે તેમાં શું વળ્યું ? જ્યારે અષ્ટકર્મમય કાર્માણ દેહ મરશે ત્યારે જન્મમરણથી છૂટશો. વાસ્તે તે કાર્માણ દેહને મારવા માટે આ મનુષ્ય શરીરને નિયમ, વ્રત, સંયમમાં દૃઢ રાખી આત્માનું કલ્યાણ કરો. અને જ્યારે હવે આ શરીરથી ધર્મ થઇ શકતો નથી એવું જણાઇ આવે ત્યારે આ વિના-

નિશંક શરીરનો ત્યાગ કરવામાં તૈયાર થાઓ. અને પછી શરીર ઉપરની મમતા છોડી દો.

શરીરને તપશ્ચરણથી કૃશ કરવું તેને **કાયસલ્લેખના** કહે છે. અને તેની સાથે રાગદ્વેષ મોહાદિક કષાયને કૃશ કરવા તેને **કષાય સલ્લેખના** કહે છે. કષાયની સલ્લેખના વગર કાયસલ્લેખના કરવી ફોકટ છે. કાયાને કૃશ કરવી તે તો રોગી, દરિદ્રી, અને પરાધીનપણાથી મિથ્યાદૃષ્ટિયોને પણ થાય છે. શરીરની સાથે, રાગ, દ્વેષ, મોહાદિકને વશ કરીને આલોક અને પરલોક સંબંધી સમસ્ત ઈચ્છાઓનો અભાવ કરીને શરીર ઉપરની, જીવવાની, મરવાની, કુટુંબ પરિગ્રહાદિક સમસ્ત પરદ્રવ્ય ઉપરની મમતા મૂકી દઈ, પરમ વીતરાગપણાથી સંયમ સહિત મરણ કરવું તે કષાય સલ્લેખના છે. અહિયાં વિશેષ જાણવાનું એ છે કે, જે વિષયકષાયને જીતવાવાળો હશે તેનેજ સમાધિ મરણની યોગ્યતા હોય છે. વિષયોને સ્વાધીન થયેલાંઓને અને કષાયયુકત હોનારાઓને સમાધિ મરણ થતું નથી. સંસારી જીવોને ઇંદ્રિયોના વિષય અને કષાય ઘણાં પ્રબળ હોય છે, તે મોટાં મોટાં સામર્થ્યવાળાઓથી જીતી શકાતાં નથી. તેઓએ મોટા બળવાન અને પરાક્રમી એવાં નારાયણ, બલભદ્ર, ચક્રવર્તી, સરખાને પણ ભ્રષ્ટ કરી પોતાને સ્વાધીન કરી લીધા છે, માટે વિષય ઘણા પ્રબળ છે. સંસારમાં જેટલાં દુઃખ છે તેટલાં સર્વે વિષયના લોલુપીયોને, અભિમાનીયોને અને લોભિઓને હોય છે. કેટલાક જીવ જિનદીક્ષા ધારણ કરીને પણ વિષયોની વેદનાથી ભ્રષ્ટ થાય છે, તેઓ અભિમાન અને લોભ છોડી શકતાં નથી. અનાદિ કાલના વિષયોની લાલસાથી લિપ્ત અને કષાયોવડે પ્રજ્વલિત થઈ, આ

સંસારી જીવ પોતાનું સ્વરૂપ ભૂલી જઇ ભ્રષ્ટ બની ગયા છે, માટે વિષય કષાયથી વીરાગતા પામવાનું કારણ શ્રી-ભગવતી આરાધનામાં વિષયકષાયોનું સ્વરૂપ પરમ નિર્ગ્રંથ શ્રીશિવકોટી આચાર્યે વિસ્તાર સહિત પ્રગટપણે બતાવેલું છે. માટે વીતરાગના ઈચ્છુક પુરૂષોએ એવા પરમ ઉપકાર કરનારા ગ્રંથનો નિરંતર અભ્યાસ કરવો જોઇએ.

સમાધિ મરણના અવસરે જીવનું કલ્યાણ કરવાવાળાં ઉપદેશરૂપી અમૃતને સહસધારારૂપ થઇ વર્ષા કરનારો **ભગવતી આરાધના** નામનો ગ્રંથ છે, તેનું શરણ અવશ્ય ગ્રહણ કરવું જોઇએ, એમ જાણીનેજ અહિયાં આરાધના મરણના કથનનો અવસર દેખીને ભગવતી આરાધનાનો આશય લખીએ છીયે. અહિયાં એટલું વિશેષ સમજવું કે સાધુ મુનીશ્વરોને તો રત્નત્રય ધર્મની રક્ષા કરવામાં સહાય થનારાં આચાર્યાદિકના સંઘ તથા વૈયાવૃત્ત કરવાવાળા ધર્મનો ઉપદેશ દેવાવાળા નિર્યાપકોની મોટી મદદ હોય છે, તેથી કર્મોને જીતીને તેઓ આરાધનાને પ્રાપ્ત થાય છે. તેવી રીતેજ ગૃહસ્થોએ પણ ધર્મ બુદ્ધિવાળા, જ્ઞાની, શ્રદ્ધાની એવા સાધર્મી ભાઇયોનો સમાગમ અવશ્ય મેળવવો જોઇએ. પણ આ પંચમ કાળ અતિ વિષમ છે. આ કાળમાં વિષયાનુરાગી અને કષાયોનો સંગમ તરત મળી આવે છે. તેમજ રાગ, દ્વેષ, શોક, ભયને ઉપજાવનારો અને આર્તધ્યાનને વધારનારો, અસંયમમાં પ્રવૃત્તિ કરાવનારો સંગમ પણ બની રહેલો છે. કારણ સ્ત્રી, પુત્ર, મિત્ર, બાંધવાદિક સમસ્ત આપણને રાગ, દ્વેષ, વિષય કષાયમાં વળગાડીને પોતાના સ્વરૂપને ભુલાવી દેનારાં છે– સર્વે પોત પોતાનાં વિષય કષાય પુષ્ટ કરવાને તાકી રહેલાં છે.

છે. કોઇ પુન્યના ઉદયથીજ ધર્માત્મા, ધર્માનુરાગી, પરોપ-
કારી, વાત્સલ્યવાળા અને કરૂણારસથી ભીંજાયલા ગૃહસ્થનો
સમાગમ મળે છે, તથાપિ પોતાના પુરૂષાર્થથીજ ઉત્તમ
પુરૂષોના ઉપદેશનો સંયોગ મેળવી લેવો જોઇએ. અને સ્નેહ
મોહના પાસમાં ફસાવનારા ધર્મ રહિત એવા સ્ત્રી પુરૂષોનો
સંયોગ દૂરથીજ છોડી દેવો. અને જો કદાપિ અણધાર્યો
કુસંગ કોઈ આવી મળ્યો હોય તો તેની સાથે કંઇ પણ
વાતચિત નહીં કરતાં મૌન ધારીને બેસવું; અને આપણા
કર્માધીન દેશકાળને યોગ્ય જે સ્થાન હોય તેમાં શયન
આસન કરવું. ત્યાં જિનસૂત્રનું પરમ શરણ ગ્રહણ કરવું.
જિનસિદ્ધાંતનો ઉપદેશ ધર્માત્માઓને મોઢે સાંભળવો. ત્યાગ,
સંયમ, શુભ ધ્યાન ભાવનાને ભૂલવી નહીં, તેમ ધર્માત્મા
સાધર્મીએ પણ પોતાને અને અન્યને ધર્મની પુષ્ટતા ચાહીને
ધર્મની પ્રભાવના માટે ધર્મોપદેશાદિરૂપ વૈયાવૃત્ય કરવામાં
આળસ નહીં રાખવું જોઇએ. ત્યાગ, વ્રત, સંયમ, શુભધ્યાન,
શુભ ભાવનામાંજ આરાધકને તે સાધર્મી લીન કરે. જો કોઇ
આરાધક જ્ઞાનવાન છતાં પણ કર્મના તીવ્ર ઉદયથી આવી લાગેલાં
તીવ્ર રોગાદિક તથા ક્ષુધાતૃષાદિક પરીષહ સહન કરવામાં અસમર્થ
થાય; વ્રતોની લીધેલી પ્રતિજ્ઞાઓથી ચલાયમાન થઇ જાય,
અયોગ્ય વચન બોલવા લાગી જાય, રડવા લાગે, વિલાપ
કરવા માંડે, તો સાધર્મી માણસ તેનો તિરસ્કાર નહીં કરે.
તેને કડવો શબ્દ બોલે નહીં, કઠોર વચન કહે નહીં.
કારણ પહેલેથીજ તે વેદનાઓથી દુઃખિત થયેલો છે; અને
તેવામાં વળી તેને તિરસ્કાર અને અપમાનના શબ્દ સાંભ-
ળવામાં આવે તો તે માનસિક દુઃખ વધીને તેનું ચિત્ત ચલા-

યમાન થઇ જઇ, તે વિપરીત આચરણુ કરવા માંડશે. કદાચિત્ આત્મહત્યા પણુ કરશે, માટે આરાધકનો તિરસ્કાર કરવો યોગ્ય નથી.

ઉપદેશ આપનારાએ તો મહાન ધૈર્ય ધારણુ કરીને આરાધકને બહુ સમતાભાવથી સ્નેહના ભરેલાં એવાં મીઠાં વચન બોલવાં કે, જે સાંભળતાંજ તેના આત્માને શાંત પાડીને તેનું સમસ્ત દુઃખ વિસરી જવાય. કરૂણારસથી અને ઉપકાર બુદ્ધિથી ભરેલાં એવાં વચન કહે કે

" હે ધર્મના ઇચ્છક, ! હવે સાવધાન થાઓ. તમોને પૂર્વ કર્મના ઉદયથી રોગની વેદનાઓ અને મહાવ્યાધિઓ ઉપજી છે. પરીષહનો સંતાપ પણ આવી મળ્યો છે. તમારૂં શરીર અશકત થઈ ગયું છે, આયુષ પુરૂં થવાનો અવસર આવ્યો છે. માટે હવે હોંશિયારી રાખો, ગભરાશો નહીં; ધીરજ રાખો. ગભરાયાથી અને દીનપણું બતાવ્યાથી અસાતાતાકર્મ છોડશે નહીં. તમારા ઉદયમાં આવેલાં અસાતાકર્મને હઠાવીને તમને સાતાકર્મ આપવા કોઈ ઇંદ્ર, ધરણેંદ્ર, આહમેંદ્ર કે જિનેંદ્ર પણ સમર્થ નથી. તમારૂં દુઃખ મટાડવાને કોઇ સમર્થ નથી, માટે ગભરાશો નહીં. કાયરતા કરવાથી બન્ને લોક બગડે છે.

ધર્મથી પરાઙ્મુખ થઇ જવાનું છે, માટે ધીરજ રાખી સમતાભાવથી આવેલાં દુઃખ ખમશો તો પૂર્વ કર્મની નિર્જરા થશે, અને નવાં કર્મ બંધાશે નહીં. ત્હમે જિનધર્મના ધારક ધર્માત્મા કહેવાઓ છો; તેમજ ત્યાગી શ્રદ્ધાનીમાં શ્રેષ્ઠ કહેવાઓ છો. ત્હમને સર્વે જ્ઞાનવાન સમજે છે. તમે ધર્મ ધારણુ કરનારાઓમાં પ્રખ્યાત છો. તમે વ્રત નિયમની યથાશકિત પ્રતિજ્ઞાઓ

લીધેલી છે. હવે વ્રત નિયમમાં જો શિથિલતા બતાવશો તો તમારો યશ અને પરલોક તો બગડશેજ. એટલુંજ નહીં પણ અન્ય ધર્માત્માઓની અને ધર્મની બહુ નિંદા થશે. ઘણાએક ભોળા જીવ ધર્મના માર્ગમાં શિથિલ થઇ જશે. જેમ કોઈ કુલવાન, માની સુભટ લોકોની વચ્ચે પોતાની ભુજાઓ સ્ફુરાવીને તૈયાર થાય, અને વેરી સામો આવતાંજ ભયભીત થઈ દોડી જાય, તો બીજા હાથ નીચેના નોકર ચાકરો ત્યાં કેવી રીતે થોભી શકે? અને એમ કરીને બે દિવસ વધારે જીવ્યો તો શું વળ્યું? એવા જીવવાને ધિક્કાર હજો!! તેમ તમે પણ વ્રત, નિયમ, સંયમની પ્રતિજ્ઞાઓ લીધેલી છે, અને હવે તે મૂકી દેશો તો નિંદાને પાત્ર થશો. એટલુંજ નહીં પણ આગળ ઉપર નવીન કર્મોના બહુ તીવ્ર બંધ પાડી લેશો; જેથી અસંખ્યાત કાળ સુધી તમને ભારે દુઃખ વેઠવું પડશે, અને હાલનું અશુભકર્મ પણ તમને ભોગવ્યા વગર છુટશે નહીં. તમને પ્રથમ એવું અભિમાન હતું કે હું જિનેંદ્રનો ભકત જૈની છું; ભગવાનની આજ્ઞા પાળનારો છું; વીરભગવાને કહેલાં વ્રત, શીલ, સંયમ ધારણ કરૂં છું; જે શ્રદ્ધાન, જ્ઞાન, આચરણ અનંત ભવમાં મળવું દુર્લભ તે વીતરાગ ગુરૂના પ્રસાદથી મને મળ્યું છે; એવો તમને નિશ્ચય છતાંએ આ કિંચિત્ રોગજનિત વેદના અને પરીષહ, કર્મના ઉદયથી આવી મળ્યાથી તમે કાયર થઇ ઘબરાઈ ગયા છો, તે તો લાજી મરવા જેવું છે.

વેદનાનો આટલો બધો તમે જે ડર રાખો છો તે વેદનાથી તો મરણજ થશે, બીજું શું થવાનું છે? અને મરણ તો ગમે ત્યારે એક વખત થવાનું છેજ. જો આપણે જન્મ ધારણ

કીધો છે તો મરણ તેની પછવાડે વળગલું છેજ, માટે હવે કાયરતા મૂકીને વીતરાગ ગુરૂએ ઉપદેશેલા વ્રત, સંયમમાં ચિત્ત વળગાડો. અને દિલમાં ઉત્સાહ રાખીને ચાર આરાધના સહિત જો મરણ થઈ જાય તો તેના જેવો ત્રણ લોકમાં કોઇ લાભ નથી ! ત્રણ લોકની સંપદા તો વિનાશિક અને પરાધીન છે, પણ આરાધનાની સંપદા અનંત સુખ દેનારી અવિનાશી છે. જે ભય રહિત અને ધીરતા સહિત સમાધિમરણ આચાર્ય, ઉપાધ્યાય અને મુનિશ્વરો ચાહે છે; સમસ્ત વ્રતી, સંયમી, સમ્યગ્દૃષ્ટિ ચાહે છે; અને તમે પણ હંમેશ જેની વાંછા કરતા હતા; તે મનોવાંછિત સમાધિમરણ નજીક આવ્યું છે. એના જેવો આનંદ એક પણ નથી. અને આ જે વેદનાઓ વધે છે તે પણ ત્હમારા ઉપર ઘણો ઉપકાર કરે છે. એમ સમજજો કે વેદનાઓથી શરીર ઉપરનો રાગ ઘટી જશે. પેહેલાં અસાતાદિક કર્મ બાંધેલાં છે તેની થોડા વખતમાં નિર્જરા થઈ જશે. રોગ અને દુ:ખોથી ભરેલાં બંદીગ્રહથી નિકળવાનું જરૂર બની શકશે. વિષયભોગોથી વિરકતતા ઉપજશે; પર દ્રવ્યથી મમતા ઘટશે; મરણનું ભય રહેશે નહીં; પુત્ર, મિત્ર, સ્ત્રી, બંધુ વગેરેથી મમતા ઘટશે. ઇત્યાદિ ઘણા ઘણા ઉપકાર આ વેદનાઓથીજ છે એમ સમજજો. વિલાપ કરવાથી અને ચીસો પાડવાથી વેદનાઓ ઘટશે એમ તમે સમજતા હશો, પણ તેમ કરવાથી વેદનાઓ ઘટશે નહીં, પણ ઉલટી વધશે. પરિણામમાં સંકલેશતા વધશે. કર્મનો ઉદય તો હવે ટળવાનો નથી. માટે દૃઢતા ધારણ કરવાનોજ હાલ અવસર છે.

કર્મોનું જીતવું તો શૂરાપણું પકડવાથીજ થશે. કાયર

થઈને રડવા માંડશો, તડફડાટ કરશો તો કર્મ તમને મારીને તિર્યંચાદિક કુગતિમાં લઈ જશે. ત્યાં અનેક જાતનાં દુ:ખો આવી મળશે. માટે જેવી રીતે સાધર્મિયોના કુળને શોભે, ધર્મ અને યશ પ્રાપ્ત થાય, અને દુ:ખને પાત્ર નહીં થાઓ તે રીતે પ્રવર્તન કરો. જેમ ક્ષત્રિય કુળમાં ઉપજેલાં શુરવીર પુરૂષો શસ્ત્રો વડે સંતાપિત થઇ નીચે મોંઢે સંગ્રામમાં મરણ પામે છે પણ વેરીના સામેથી પોતાનું મોઢું પાછું ફેરવતાં નથી. તેમ પરમ વીતરાગિયોનું શરણ ગ્રહણ કરનારા પુરૂષ અશુભ કર્મોના પ્રહારથી દેહનો ત્યાગ કરે છે, પણ દીનતા અથવા કાયરતાને પ્રાપ્ત થતાં નથી.

કેટલાક જિનલિંગના ધારક ઉત્તમ પુરૂષોને ચારે તરફ દુષ્ટ વેરી લોકોએ અગ્નિ સળગાવી દીધેલી અને તે અગ્નિમાં તેમનું સર્વ શરીર દગ્ધ થવા માંડેલું, તેની વેદના કેટલી હશે તે મોંઢેથી કહી શકાતી નથી, પણ તે વેદનાને જાણે પોતાનું ઋણ ચુકવાય છે એમ જાણી ક્ષમા ભાવથી સહન કરી પંચ પરમગુરૂના શરણે રહી ધીરતાધારી બળી મુઆ છે. પણ બિલકુલ કાયરતા રાખી નથી. આત્મજ્ઞાનનો પ્રભાવ એવો છે કે, આ કલેવરથી જૂદો અવિનાશી અખંડ જ્ઞાન-સ્વભાવને અનુભવ કીધાથી, તેનું ફળ અકંપપણું અને ભય-રહિતપણુંજ થાય છે. અજ્ઞાની મિથ્યાદષ્ટી પણ પરલોકના સુખ માટે ધૈર્ય ધારણ કરે છે, વેદનામાં ગભરાતો નથી, તો સંસારના સમસ્ત દુ:ખનો નાશ કરવા ચાહનારા, અને જિન-ધર્મના ધારક તમે આવા કાયર થઇ આત્માના હિતને કેમ બગાડો છો? અને તમારૂં નિર્મળ યશ મેલું કરીને દુર્ગ-તીના પાત્ર શા માટે બનો છો? માટે હવે સાવધાન થાઓ

ધર્મનું રક્ષણ ગ્રહણ કરીને કર્મજનીત વેદનાઓને જીતી લ્યો. આવો અવસર અનંતભવમાં પણ મળેલો નથી.

આ કાંઠે લાધી ગયેલી નાવ છે. હવે પ્રમાદી થશો તો તે ડુબી જશે. જન્મારા સુધી જે કંઇ જ્ઞાનનો અભ્યાસ કીધો; શ્રદ્ધાનની ઉજ્વલતા રાખી; તપ, ત્યાગ, નિયમ, વ્રત, પચખાણ પાળ્યાં; તે સર્વે આ અવસરને માટેજ હતાં. હવે અવસર આવે શિથિલ થઇ ભ્રષ્ટ થશો તો સર્વે ખોયું એમ સમજજો. સમતા છોડવાથી રોગ, વેદના અને મરણ તો ટળવાના નથીજ, પણ તેથી પોતાના આત્માને ફકત દુર્ગતિરૂપ અંધ કીચડમાં ડુબાવશો. લોકોમાં કોગળિયાનો રોગ ફાટી નીકળે છે, દુકાળ પડે છે, ભયંકર વગડામાં પ્રવેશ થઈ જવાય છે. કોઇ મ્હોટો ભય આવી પડે છે, મહાન રોગની વેદનાઓ થવા માંડે છે, તોપણ ઉત્તમ કુળમાં જન્મેલાં પૂજ્યપુરૂષો બેહતર છે કે મરી જાય, પણ હલકા લોકોની પેઠે નિંદ્ય આચરણ કદાપિ નહીં કરે. કોગળિયાના ડરથી દારૂ પીશે નહીં, દુકાળ આવે તો પણ માંસ ભક્ષણ કરશે નહીં. નીચ ચાંડાલાદિકનું જુઠું અન્ન ભક્ષણ નહીં કરશે. ભય આવી પડે તોપણ મ્લેચ્છ ભીલ બની જાય નહીં. હિંસાદિક પાપકર્મ કરશે નહીં તેમજ શ્રાવક ધર્મનો ધારક જિનધર્મી રોગાદિકથી પ્રબળ ત્રાસ ઉપજે, તો પણ પોતાનાં પરિણામ કોઇ રીતે બગાડશે નહીં. અને જેઓ ધર્મ, નિયમ, વ્રત, ત્યાગ વગેરે સાધર્મિની ક્રિયાના પ્રભાવનાના ઇચ્છુક છે, તેઓ તો અંતકાળમાં પોતાનું શ્રદ્ધાન, જ્ઞાન, આચરણની ઉજ્વલતાજ પ્રગટ કરે છે, જેથી તેમનો જન્મ સફલ થાય છે. તેમનાં વ્રત, તપ, ધર્મ સફલ થાય છે. તેઓ

જગતમાં પ્રશંસાને પાત્ર થાય છે. તેઓ મરીને ઉત્તમ દેવ-લોકમાં ઉપજે છે. મનુષ્ય જન્મ પામ્યાં તો તેમાંથી ઉત્તમ કૂળમાં જન્મ લે છે. તેમના ઉપર સંકટો આવી પડે, તો-પણ મેરૂ પર્વત જેવા અચળ રહે છે, અને સમુદ્ર જેવા ગંભીર રહે છે.

હે ધર્મના આરાધક ! તમને ઘોર વેદનાઓ થવા માંડે તોપણ તમે વ્યાકુળ થશો નહીં. આ પુદ્ગલથી જુદોજ આપણો જ્ઞાયકભાવ છે તેનો અનુભવ કરો અને વેદનાઓ થવા માંડે ત્યારે વેદનાઓને જીતનારાં ઉત્તમ પુરૂષ જે પેહેલા થઈ ગયા છે તેમનું ધ્યાન કરો. હે આત્મા ! પેહેલા સાધુ પુરૂષોને સિંહ, વાઘ, વિગેરે દુષ્ટ જીવોએ પોતાની ડાઢો વડે ચાવી નાખેલાં છતાં પણ તેઓ આરાધનામાંજ લીન હતાં, તે હિસાબે જોતાં તમને કેટલીક વેદના છે ? સુકુમાલ સ્વામી, જે અતિ સુકુમાર કોમળ દેહના ધારક, અને તુરતજ દીક્ષા લીધેલા, તેમના પગ એક શિયાળણીએ પોતાના બે બચ્ચાં સાથે ત્રણ રાત્રિ અને ત્રણ દિવસ સુધી કરડી ખાધાં, અને તેમનું પેટ ફાડયું તે વખતે તેમનું મરણ થયું !! એવાં ઘોર ઉપસર્ગ જેઓએ સહન કરીને, પરમ ધીરજ રાખી ઉત્તમ અર્થ સાધ્યો, તેને મુકાબલે તમારી વેદના કેટલી છે ?

સુકોશલ સ્વામીનું શરીર તેમની માતાના જીવ વાઘણે ભક્ષણ કીધું, છતાં તેઓ સમાધિથી ખસ્યા નથી !! તો તમારે શું વેદના છે ? ભગવાન ગજકુમાર સ્વામીનાં સઘળાં શરી-રમાં દુષ્ટ વેરી લોકોએ ખીલા ઠોકી દીધા, તોપણ તેઓએ ઉત્તમાર્થ સાધ્યો !! ત્યારે તમારે કેટલી વેદના છે ? સન-ત્કુમાર નામના મહામુનિનાં શરીરમાં ખુજલી, જ્વર, ખાંસી,

શોષ, તીવ્ર ક્ષુધાની વેદના, વમન, નેત્રશુળ, ઉદરશુલ, વિગેરે અનેક રોગ ઉપજ્યા, તેની ઘોર વેદનાઓ સો વરસ સુધી સામ્યભાવથી ખમી-ધીરજ છોડી નહીં, ત્યારે તમારે કેટલી વેદના છે? શણિકપુત્ર ગંગા નદીમાં નાવમાંથી ડુબી ગયો પણ આરાધનાથી ખસ્યો નથી, તો તમારે કેટલી વેદના છે.

ભદ્રબાહુ નામના મુનિને તીવ્ર ક્ષુધા રોગ ઉપજ્યો હતો, તોપણ અવમૌદર્ય નામના તપની પ્રતિજ્ઞા લઈ આરાધનાથી ખસ્યા નહીં, તો તમારે કેટલી વેદના છે? લલિતઘંટા નામના પ્રસિદ્ધ બત્રીસ મુનીએ કૌસાંબીમાં નદીના પ્રવાહમાં તણાઇ ગયા છતાં, પણ આરાધના મરણ કીધું!! ત્યારે તમારે કેટલી વેદના છે? ચંપાનગરીની બહાર ગંગા કિનારા ઉપર ધર્મઘોષ નામના મુનિએ એક મહિનાના ઉપવાસની પ્રતિજ્ઞા કરી તીવ્ર તૃષાની વેદનાથી પ્રાણ ત્યાગ કીધો, તોપણ આરાધનાથી છુટયા નથી!! તો તમારે કેટલી વેદના છે?

શ્રીદત્તનામના મુનિને પૂર્વભવના વેરી દેવે પોતાની વિક્રિયાથી શીતની ઘોર વેદનાઓથી શરીર વ્યાપી નાખ્યું હતું, તોપણ મુનિએ કલેશ રહિત થઇને ઉત્તમાર્થ સાધન કીધો તો તમ્હારે શું વેદના છે? વૃષભસેન નામના મુનિએ ગરમ શિલા, ગરમ પવન, અને માથા ઉપર તપેલાં સૂરજનો અગ્નિ જેવો તાપ છતાં, આરાધના ધારણ કીધી, તો તમારે કેટલી વેદના છે? હેડનગરમાં અગ્નિ નામના રાજપુત્રને ક્રોંચ નામના વેરીએ શક્તિ નામના શસ્ત્ર વડે મારી નાંખ્યો, તોપણ તેણે આરાધના ધારણ કીધી. ત્યારે તમને કેટલું દુઃખ છે

કાકિંદી નામની નગરીમાં અભયઘોષ નામના મુનિના સમસ્ત શરીરને ચંડવેગ નામના વેરીએ છેદી નાંખ્યું તેની ઘોર વેદનાઓ થઇ, તોપણ તેવામાં તેણે ઉત્તમાર્થ સાધ્યો !! તો તમારે વેદના કેટલી છે? વિદ્યુચ્ચર નામના ચોરને ડાંસ અને મચ્છરોએ કરડી ખાધો, છતાં તેણે સંકલેશ રહિત મરણ કરી ઉત્તમાર્થ સાધ્યો, તો તમને કેટલી વેદના છે? ચિલાતીપુત્ર નામના મુનિને પહેલા ભવના વેરીએ શસ્ત્ર વડે ઘાત કીધા, અને તે ઘાવોમાં મોટા મોટા કીડા નાંખી, ચાળણી જેવાં ઘણાં છિદ્રો કીધાં, તેથી જે કઠણ વેદના થઇ, તે તેઓએ સમભાવથી ખમીને ઉત્તમાર્થ સાધ્યો, ત્યારે તમારે કેટલી વેદના છે? દંડ નામના મુનિને પૂર્વ ભવના વેરી કોઇ યમુના વક્રે બાણ મારીને વીંધી નાંખ્યો, તેની ઘોર વેદનાઓ થઇ, તોપણ સમતાભાવે આરાધના ધારણ કીધી, ત્યારે તમને કેટલી વેદના છે?

કુંભકારકટ નામના નગરમાં અભિનંદનાદિ પાંચસો મુનિ ઘાણીમાં નાખીને પીલાવ્યાં છતાં સમતા ભાવથી ખસ્યાં નહોતા!! ચાણિકય નામના મુનિને ગાયો બાંધવાનાં ઘરમાં સુબંધ નામના વેરીએ આગ સળગાવી બાળી નાખ્યા, તોપણ તેઓ પ્રાયોપગમન સંન્યાસથી ખસ્યા નહીં!! કુલાલ નામના ગામના બાહરની બાજુએ વૃષભસેન નામના મુનિ સંઘસહિત આવેલા તેમને રિષ્ટામ નામના વેરીએ આગ સળગાવી બાળી નાંખ્યાં, તોપણ તેઓએ વીતરાગતા ધારણ કરીને આરાધના સાચવી!! તો તમારે કેટલીક વેદના છે?

હે આરાધનાના આરાધક! તમે પોતાના દિલમાં વિચાર

કરો કે, આટલા બધા મુનિઓ જેમને કોઇ સહાય નહોતું, તેઓએ એકલા અને ઇલાજ પ્રતિકાર વગરના, વૈયાવૃત્ય રહિત છતાં પણ ઘોર ઉપસર્ગ આવેલે વખતે નહીં ઘબરાતા, ઘણીજ ધીરજથી સમતાભાવે તે સહન કરી આરાધના સાધી તો અહિયાં તમારે શો ઉપસર્ગ છે? તમારૂં વૈયાવૃત્ય કરવામાં આટલાં બધાં સાધર્મી ભાઇયો તત્પર છતાં, તમે શા માટે ક્લેશિત થાઓ છો?

આ ઉપર કહેલા મોટા પુરૂષ થઈ ગયા તેમને કોઈ સહાય નહોતું. કોઈ તેમનું વૈયાવૃત્ય કરવા માટે પણ હતું નહીં. તેમના ઉપર દુષ્ટ વેરીએ ઘોર ઉપસર્ગ કીધા, તેમને અગ્નિ સળગાવી બાળી નાંખ્યા; પર્વત ઉપરથી નીચે ફેંકી દીધા; શસ્ત્રો વડે ચીરી નાંખ્યા; જાનવરોએ ફાડી ખાધા; પાણીમાં ડુબાવી દીધા; તેમને કુવચનથી ઘોર ઉપદ્રવ કીધા; તોપણ તેઓએ પોતાનો સામ્યભાવ છોડયો નહીં તો તમને તો કોઈ ઉપસર્ગ આવ્યો નથી; શીત, ઉષ્ણ, વાયુ, વરસાદ ઉપદ્રવ થયો નથી; તમારી પાસે ધર્માત્મા, કરૂણાવાન, ધીરજના ધારક, પરમ હિતોપદેશમાં ઉદ્યમી, વૈયાવૃત્યમાં તત્પર એવા પુરૂષો હાજર છે. ચાકર નોકર હાજરીમાં તૈયાર છે, ત્યારે હવે આકુળતાનું કારણ શું? એવા અવસરે શિથિલ કેમ થાઓ છો? તમોને રોગની પીડા, અથવા અશક્તિ, ક્ષુધા, તૃષાદિક વેદનાઓ થાય છે, તો તેમાં તમારા પરિણામ લાગવા દેશો નહી.

સાધર્મી ભાઇયોના મોંઢામાંથી જિનેંદ્રના વચનનું ઉચ્ચારણ થાય છે તેમાં ધ્યાન રાખો. તેનાથી સમસ્ત વેદનારૂપી વિષનો નાશ થઈ પરિણામ નિર્મળ થશે; ધર્મમાં ઉત્સાહ

વધશે; પાપની નિર્જરા થશે; અને કાયરપણું મટી જશે. તમને વેદનાઓ થાય ત્યારે આપણે ચારે ગતિઓમાં જે દુઃખ ભોગવ્યું છે તેને યાદ કરો. આ સંસારમાં પરિભ્રમણ કરતાં જીવે કઈ કઈ વેદનાઓ ભોગવી નથી ? ઘણી વખતે ભુખની વેદનાથી અને તરસની વેદનાથી પીડાઇને મર્યો છે. ઘણી વખત આગમાં બળીને મર્યો છે. પાણીમાં ડુબીને ઘણી વખત મર્યો છે. ઝેર ખાઇને ઘણી વખત મર્યો છે. ઘણી વખત સિંહ, સર્પ, કુતરાં વિગેરેથી માર્યો ગયો છે. ઉંચા-ઈથી પડીને કેટલીક વાર મર્યો છે. શસ્ત્રોના ઘા ખમીને ઘણીએ વખત મર્યો છે, તે હિસાબે આ દુઃખ કેટલું છે ? અને જે દુઃખ નરક તિર્યંચ યોનિમાં દીર્ઘકાળ ભોગવ્યું છે, તેને તો જ્ઞાની ભગવાનજ જાણે છે. અહિયાં તો હાલ જરા-કજ વેદના થોડા વખત સુધીની થઇ છે, તો તેથી અક-ળાઇને ધીરજ છોડશો નહીં. ઘોર વેદનાઓ કર્મના વશથી ચારે ગતિમાં ભોગવી છે, તે કહેવાને કરોડો જીભોથી અસં-ખ્યાત કાળ સુધી કોઈ સમર્થ નથી. નરકમાં દુઃખનો જે સામગ્રી છે, તેની જાત આ લોકમાં નથી, તો તે કેવી રીતે બતાવી શકિયે ? તે તો ભગવાન જ્ઞાનીજ જાણે છે.

જ્યાં પાંચમાં નરક સુધીના ઉષ્ણ બીલોમાં ગરમી તો એટલી ભારે છે, કે મેરૂ પર્વત જેવો લોઢાનો ગોળો છોડિયે, તો જમીન ઉપર પહોંચતાં સુધીમાં તેનું પાણી થઇ જાય છે !! તો અહિંયાં તમારે રોગની ગરમી કેટલી છે ? પાંચમા નર-કના ત્રીજા ભાગમાં, અને છઠ્ઠી સાતમી પૃથ્વીના બીલમાં એટલી થંડી છે કે મેરૂ પર્વત જેવા ગોળાના તે ઠંડીથી કકડે કકડે થઇ જાય છે. એવી વેદના આ જીવે ઘણાં વર-

સોસુધી ભોગવી છે. અહિયાં મનુષ્ય જન્મમાં જ્વરાદિક રોગંજનિત અને ભુખ તરસથી ઉપજેલી વેદના, ઉન્હાળાની ગરમીની વેદના, શિયાળાની થંડીની વેદના, શીત જ્વરથી ઉપજેલી વેદના કેટલીક છે? અને તે અલ્પકાળે રહેવાની છે. ત્યારે મમત્વ છોડેલા ધર્માત્મા જીવોએ તે સમતા રાખી નહીં ખમવી જોઇએ? આ અવસર સમતાભાવથી પરીષહ સહન કરવાનો છે. અને જો કલેશ ભાવ કરશો, તોપણ કર્મનો ઉદય છોડવાનો નથી. અને જો પાપના ઉદયથી અપઘાત કરીને મરશો, તો નરકમાં અનંતગુણી અસંખ્યાતકાલ વેદના ભોગવશો.

પાપના ઉદયથી નારકી જીવોને સ્વભાવસિદ્ધ કરોડો વ્યાધિયો શાશ્વતી છે. નરકની ભૂમિનો સ્પર્શ જ કરોડો વીંછીના ડંખથી પણ વધારે વેદના કરનારો છે. નારકી જીવોને ભુખની વેદના એટલી થાય છે કે, સઘળી પૃથ્વી ઉપરનું અન્ન ભક્ષણ થાય, તોપણ તેને સમાધાની થતી નથી, જ્યારે ખાવા માટે તો એક દાણો મળતો નથી! તરસ પણ એટલી બધી હોય છે કે, તમામ સમુદ્રોનું પાણી પીવા મળે તોપણ તે શાંત થાય નહીં, ત્યારે પીવાને માટે પાણીનું એક ટીપું પણ મળે નહીં!! નરકની પૃથ્વીની મૃત્તિકા એટલી દુર્ગંધી છે કે, જો પહેલાં પટલનો એક કણ આ મનુષ્ય લોકમાં આવે, તો તેની દુર્ગંધથી અર્ધા અર્ધા કોસના પંચેંદ્રી મનુષ્ય અને તિર્યંચ મરણ પામે છે!! અને બીજા પટલના કણની દુર્ગંધીથી એક કોસ સુધીના માણસ અને તિર્યંચ મરણ પામે છે. એમ પટલે પટલે અર્ધો અર્ધો કોસ વધતાં, સાતમી પૃથ્વીના ઓગણપચાસમાં પટલની

માટીમાં એવી દુર્ગંધી છે કે, તેનો એક કણ જો અહિયાં આવે તો, તેનાથી સાડો ચોવીસ કોસ સુધી પંચેંદ્રી મનુષ્ય અને તિર્યંચ પ્રાણરહિત થઈ જાય છે !!! એવોજ રીતે નરકમાંના રસ, રૂપ અને શબ્દોના અનુભવનું દુઃખ કહી નહીં શકાય, એવું ભયંકર છે. તે ફક્ત કેવળી ભગવાનજ જાણે છે. આવાં નારકીનાં દુઃખ જે ભોગવવાં પડે છે, તે શા કારણથી ભોગવવાં પડે છે, તે જિનવાણી બતાવે છે—

ઘણો આરંભ કરવાથી, ઘણો પરિગ્રહ રાખવાથી, સાત વ્યસનના સેવવાથી, અભક્ષ ભક્ષણ કરવાથી, હિંસાદિક પાંચ પાપોમાં તીવ્ર રાગ હોવાથી, નિર્માલ્ય ભક્ષણથી, વગેરે કારણોને લીધે, નારકીનાં દુઃખ ભોગવવાં પડે છે.

નારકી જીવોને માનસિક દુઃખનો પાર નથી. નારકી જીવોને શરીરનું દુઃખ, જગ્યા સંબંધો દુઃખ, અરસ પરસમાં પીડા દેવાનું દુઃખ, અસુરકુમારે ઉપજાવેલું દુઃખ, એટલું બધું છે કે તે કહી શકાતું નથી. નરકમાં આયુષ પૂરૂં થયા વગર મરણ આવતું નથી, માટે તે દુઃખ ધ્યાનમાં લાવો. તિર્યંચયોનિમાં જે જે દુઃખ વેઠવું પડે છે. તે પણ કંઈ ઓછું નથી. તિર્યંચને પરાધીન રહેવું પડે છે. ભૂખ લાગી, તરસ લાગી, ટાઢ વાઇ, ગરમી લાગી, ચાબકો માર્યો, વધારે ભાર નાંખ્યો, નાક વીંધ્યું, રસીથો બાંધી નાંખ્યું, તો પણ બોલતાં આવડતું નથી. વાચા હોય તો તેથી કોઇને કહીને તેમાંથો નિકળી જવાનો ઉપાય પણ કરે, પણ વાચા નહીં તેથી જે કાંઇ વેદનાઓ થાય તે ગુપચુપ ખમ્યા વગર છુટકોજ નથી.

એક માલિક વેચે એટલે તેને ઘેરથી બીજે ઘેર

જવું. ક્યાં જવું કે નહીં તે કંઇ સ્વાધીન નથી. ચાંડાળને ઘેર, મ્લેચ્છને ઘેર, નિર્દયીને ઘેર પણ રહેવું જોઇએ. અને બ્રાહ્મણ સરખાને ઘેર પણ રહેવું જોઇએ. કોઈ ચાબુકથી, તો કોઈ લાકડીથી, તો કોઇ લોઢાની સળીથી મારે, કોઈ ખાવાનું નહીં આપે, કોઈ થોડું આપે, અને ભાર વધારે નાંખે એવો જુલમ થાય તોપણ તેનાથી રાજા પાસે જઇ પોકાર કરવાનું બની શકે નહીં. કોઇને દયા આવે નહીં. કોઇ રક્ષા કરવા આવે નહીં. તેનું નાક કાપી જાય, ખાંધો સૂજી જાય, પીઠ કપાઇ જાય, તેમાં હજારો જીવડાં પડે, તોપણ તેના ઉપર પથરા જેવા કર્કશ ભાર નાંખ્યાંજ જાય. તે ભાર ખેંચી શકે નહીં તો તેનાં મર્મસ્થાનમાં ચાબકાના માર, લાકડીના માર લોઢાની આગીનો માર માર્યાજ કરે. નાક વિગેરે મર્મસ્થાનમાં દોરડું, સાંકળ, ચામડાનો પટ્ટો વિગેરેથી એવું બાંધી નાંખે કે, તે હાલીચાલી શકેજ નહીં. એવા તિર્યંચગતિમાં પ્રત્યક્ષ દુઃખો જુવો છો, ત્યારે તમને કેટલું દુઃખ છે ?

જલચર, નભચર, વનચર જીવ એક બીજાનું ભક્ષણ કરે છે. છુપાઇ બેઠેલાઓ નિર્બલને સબળ જીવ સોધીને મારી ખાય છે. શિકારી લોકો, ભીલ લોકો, કોળી લોકો, માછી લોકો જ્યાં જશે, ત્યાં કોઈ નજરે પડયો કે તરત પકડી લાવી તેને મારશે, ચીરશે, છુંદશે, રાંધશે, ભુંજશે. તેના ઉપર દયા કોણ કરવાનું છે ? પૂર્વ ભવમાં દયાધર્મ પાળ્યો નહીં, ધનનો લોભી થઇ અનેક છળ કપટ કીધાં, જુઠું બોલ્યા, તેનું ફળ તિર્યંચયોનિમાં ઉદય આવે છે, તેનું ચિંતવન કરો.

હવે મનુષ્યયોનિમાં પણ અનેક જાતનું દુઃખ છે.

ઇષ્ટનો વિયોગ, અનિષ્ટનો સંયોગ, નિર્ધન હોવું, પરાધીન થવું, બંદીખાને પડવું, અપમાન ખમવું, માર ખાવો, રોગની વેદના ખમવી, વૃદ્ધપણાનું દુઃખ ખમવું, આંધળા, લુલા, બેહરા, ગુંગા, પાંગળા થવું, ભુખ, તરસ, શીત, ઉષ્ણ, સંતાપ વિગેરે ભોગવવાં. નીચ કુલ, અને નીચ ક્ષેત્રમાં ઉપજવું, અંગ ઉપાંગ બગડી જવાનાં અને સડી જવાનાં, ધાર્યું ખાવાનું નહીં મળવાનું, વિગેરે અનેક પ્રકારનું દુઃખ ભોગવ્યું છે, તેનું ચિંતવન કરો. મનુષ્યગતિમાં માનસિક દુઃખ પણ ઘણું છે. અજ્ઞાનભાવથી અભિમાન કષાયને વશ થઇ, લોકોનાં અપમાન ભર્યા શબ્દ ખમવાં પડે છે તે ઘણું દુઃખ છે. દુષ્ટ, નિર્દય, અન્યાય માર્ગીની સાથે, સામેલ રહી રાત દહાડો ત્રાસ ભોગવવો, ભયભીત રહેવું તે કાંઇ થોડું દુઃખ છે? આપણાં વહાલાં સ્ત્રી, પુત્ર, મિત્ર, માલિક, ચાકર જેઓ આપણા ઉપર ઉપકાર કરનારા, અને જેમને આપણે પોતાના પ્રાણ કરતાં પ્યારા ગણેલા, તેમનો વિયોગ થઇ જાય છે; બાળ અવસ્થામાં પુત્રી વિધવા થઈ જાય છે; આજીવિકાનાં સાધનો બગડી જાય છે; છતું ધન લુંટાઈ જાય છે; આપણે અતિ નિર્ધન થઈ જઇએ છીયે; પેટ ભરીને અન્ન નથી મળતું; સ્ત્રી દુષ્ટ મળી આવે છે; પુત્ર કપુત નિકળે છે; ભાગ્યો તિરસ્કાર કરે છે; ગુણ જાણનારા માલિકનો વિયોગ થઇ જાય છે; આપણી નિંદા થાય છે; આપણને કલંક લાગે છે; વિગેરે અનેક માનસિક દુઃખો ભોગવ્યાં છે. વાસ્તે હે ધીરજવાન્! અહિયાં સંન્યાસના અવસરે માત્ર ઉપજેલી વેદના તે શા હિસાબમાં છે?

કર્મના ઉદયથી મનુષ્ય જન્મમાં પણ આગમાં બળી મુવા છીયે.

સિંહ, વાઘ, સર્પ દુષ્ટ હાથી વિગેરેથી પ્રાણ ખોયા છે. હાથ પગ, કાન, નાક, છેદાઇ ગયેલા છે; શુળીએ ચઢાવી દીધેલાં છે; આંખો ફોડેલી છે; જીભ ખેંચી કાઢેલી છે; પાપ કર્મના ઉદયથી એવાં એવાં મનુષ્ય જન્મમાં પણ ઘોર દુઃખ વેઠયાં છે. દુષ્ટ વેરીને હાથે લાકડીથી, દોરડાથી, ચાબકાથી, તરવારથી, મ ય ગયા છો. શસ્ત્રો વડે કપાઇ ગયા છો. લાત, મુક્કી, ધક્કા, થાપટો વગેરે માર પણ પરાધીન થઇ ખમ્યો છે. તો જો સ્વાધીન થઇ કર્મના ઉદય જનિત દુઃખને સમતા ભાવે એક વખત ખમશો તો ફરીથી દુઃખના પાત્ર થશો નહીં. સર્વે રોગ તમે ઘણી વખત ભોગવેલા છે. આ હાલનો રોગ તો તમારે તુરત મટી જશે, પણ રોગ વગર આવા જીર્ણ અને દુષ્ટ કલેવરથી છુટાતું નથી. અને દેહ ઉપરની મમતા ઘટતી નથી. તેમજ ધર્મ ઉપર પ્રીતિ પણ વધતી નથી, માટે રોગજનિત વેદનાઓને પણ ઉપકાર કરનારી છે, એમ સમજીને હર્ષજ માનો.

હે ધીરજવાન, જે દુઃખ તમે સંસારમાં ભોગવ્યાં છે તેનાં અનંતમાં ભાગનું પણ આ હાલનું દુઃખ નથી. હવે આ અવસરે કાયર થઇ ધર્મને મલીન કેમ કરો છો ? જ્યારે તમે કર્મના સંબંધથી ચારે ગતિમાં ઘોર વેદનાઓ ભોગવી છે તો અહિયાં ધર્મના સંબંધથી તપ, વ્રત, સંયમ ધારણ કરીને થોડીકજ વેદના ખમવામાં શા માટે ડરો છો ? કર્મને વશ થઇ જે વેદનાઓ અનંતવાર ભોગવી તે વેદના ધર્મની રક્ષા માટે સમતા રાખી એકવાર ભોગવશો તો મોટી નિર્જરા થઇ જશે.

હે ધીર ! ત્હમે ભય રાખો અથવા ન રાખો, ઇલાજ

કરો અથવા ન કરો, પ્રબળ ઉદય આવેલું કર્મ તો રોકાશે નહીંજ, ઈલાજ કરીયે છિયે તેપણ કર્મનો ઉદય મંદ હોય તો કામ કરે છે, પાપનો ઉદય જબરો હશે તો ઘણી કરામતી દવા બહુ યુક્તિથી આપી છતાં પણ વેદનાનો નાશ કરી શકશે નહીં. જેઓ અસંયમી યોગ્ય અયોગ્યનો વિચાર નહીં કરતાં સઘળું ભક્ષણ કરવાવાળા ત્યાગ નિયમરહિત રાત દિવસ વેદનાનો પ્રતિકાર કરવામાં પ્રયત્ન કરે છે તોપણ કર્મના પ્રબલ ઉદયને લીધે તેમનો રોગ મટતો નથી. ત્યારે ત્હમે તો સંયમ વ્રત પાળવાવાળા, અભક્ષના ત્યાગી છો, તો ત્હમે વેદનાનો પ્રતિકાર કરવા શા માટે અકળાઓ છો ?

જુઓ, રાજા જેવા સાધનો કોને હોય ? મ્હોટા મ્હોટા ધન્વંતરી જેવા વૈદ્ય અને મહાન ચમત્કારી ઔષધી જેની પાસે અનુકૂળ હોય; જેમને ભક્ષ્ય અભક્ષ્ય, યોગ્ય અયો-ગ્યનો વિચાર નહીં; પોતાના સુખ માટે હિંસા કરવાનો અથવા મહાન આરંભ કરવાનો જેમને ડર નહીં, અને દયા નહીં, એટલું બધું કરતાં પણ કર્મના ઉદયથી ઉપજેલી વેદનાઓ મટતી નથી; અને અંતે હાયહાયના પોકાર કરતાં પ્રાણ છોડવા પડે છે !! તો પછી ત્હમે તો ત્યાગી, વ્રતી, અને ત્હમારા વૈયાવૃત્ય કરનારા દયાવાન છે, તો ત્હમારો રોગ કેમ મટે ? વાસ્તે સમસ્ત વેદનાને ઉપશમ કરવાવાળું એક શ્રીજિનેંદ્ર ભગવાનનું વચનરૂપી ઔષધ ગ્રહણ કરી સામ્ય-ભાવરૂપી અભેદ્ય બખતર ધારણ કરો. અને પૂર્વ કર્મના ઉદયથી આવેલાં દુઃખને સમતાભાવે સહન કરો. એટલે અશુભ કર્મની નિર્જરા થઇ જશે અને નવીન કર્મનો બંધ થશે નહીં.

મરણુ તો એક શરીરમાં એક વખત થવાનું છેજ, પણ સંયમસહિત મરણુ પામવાનો અવસર તો હાલજ મળ્યો છે, માટે બહુ હર્ષથી મરણુ કરો. એટલે અનેક જન્મ ધારણ કરીને ફરી ફરીથી મરણુ કરવું નહીં પડે. હવે થોડુંજ જીવવા માટે આર્ત પરિણામી થઇ ધર્મ છોડશો નહીં. અશુભ કર્મના ઉદયને રોકવા માટે ઇંદ્રાદિક સાથે સઘળા દેવ પણુ સમર્થ નથી. ત્યારે તો આ અલ્પ શક્તીવાળા તમે કેવી રીતે રોકી શકશો? જે વૃક્ષને ભાંગવા માટે મ્હોટો હાથી પણુ સમર્થ નથી તે વૃક્ષને દીન દુર્બલ સસલો કેમ ભાંગો શકે? જે નદીના પ્રબળ પ્રવાહમાં મહાન દેહવાળો અને મહાન શકિતવાળો ગજેંદ્ર તણાઈ જાય તે પ્રવાહમાં સસલો તણાઈ જાય તેમાં આશ્ચર્ય શું? જે કર્મના ઉદયને તીર્થંકર, ચક્રવર્તી, નારાયણુ, બલભદ્ર, અને દેવો સહિત ઇંદ્રપણુ રોકવાને સમર્થ થયાં નહીં તે કર્મને રોકવાને બીજાં કોણુ સમર્થ હોય? વાસ્તે કર્મના ઉદયને અરોક સમજીને અસાતાના ઉદયમાં કલેશિત થશો નહીં. શૂરપણું રાખો. સમતાભાવે કર્મની નિર્જરા કરો.

કર્મના ઉદયથી દુ:ખી થશો, રડવા માંડશો, વિલાપ કરશો, દીનતા બતાવશો, તો પણુ વેદના મટશે નહીં, અને ઘટશે નહીં, પણુ વધારેજ થશે. અને ધર્મ, વ્રત, સંયમ, યશ નષ્ટ થઈ આર્તધ્યાનથી ઘોર દુ:ખ ઉપજાવનારા તિર્યંચમાં જઇ ઉપજશો એમાં શંકા નથી. અસાતના ઉદય વખતે સુખને માટે રડવું, વિલાપ કરવો, દીનતા બતાવવી તે સર્વે તેલ માટે રેતી પીલવા જેવું છે. અથવા ઘી માટે પાણી ઓળવવાં જેવું છે. અથવા ચોખા માટે ભુસાને

ખોદવા જેવું છે, તેનાથી કંઇ મળવાનું તો નહીંજ પણ ખેદ થવાનો; અને આગળ માટે તીવ્ર કર્મબંધ થવાનું નિમિત્ત બને છે. જેમ કોઇ પુરુષે અજ્ઞાનભાવથી પૂર્વ અવસ્થામાં કોઈ પાસે ધન કરજ લઇ ભોગવ્યું, હવે તેની મુદ્દત પૂરી થવાથી તે આવીને પાછું માંગવા માંડે ત્યારે જે ન્યાયમાર્ગી છે તે તો હર્ષ માનીને ઋણ ચુકાવે છે. અને પોતાના માથાનો ભાર ઉતર્યો એમ માનીને સુખી થાય છે તેવીજ રીતે ધર્મના ધારક પુરુષ પોતાના કર્મના ઉદયથી આવેલાં રોગ, દરિદ્રપણું, ઉપસર્ગ, પરીષહને ભોગવીને ઋણમાંથી છુટા થયાં એમ સમઝીને સુખી થાય છે. તે એમ માને છે. કે હાલ મારાં પૂર્વે કીધેલાં કર્મ ઉદય આવ્યાં છે, તે સારી વખતમાં આવ્યા છે.

હાલ મારી પાસે જ્ઞાનરુપી ધન સારી પેઠે છે; ભગવાન પંચપરમેષ્ટીનું શરણ છે; અને સાધર્મિયોની સહાય છે તેથી ઋણ સહજ વાળી નાંખીશ અને માથાનો ભાર ઉતારીને નિરાકુલ થઈ સુખી થઈશ. આપણાં કષાયો વડે ઉપજાવેલું કર્મ એવું છે કે, તે ઋદ્ધિનું, વિદ્યાનું, બંધુવર્ગનું, ધનસંપદાનું, શરીરનું, મિત્રનું, દેવદાનવાદિકની સહાયનું સર્વે બળ એક પલકમાં નષ્ટ કરે છે. કર્મરુપી ઋણ છુટતું નથી. રોગ. શોક, જીવવું, મરવું, બીજા કોઈને ઉદય નહીં આવ્યાં હોય અને તમ્હનેજ ઉદય આવ્યાં હોય તો દુઃખ કરવું વાજબી છે, પણ ક્ષુધા, તૃષા, રોગ, વિયોગ, જન્મ, જરા, મરણ કયા સંસારી જીવને ઉદય નથી આવ્યાં ? અને તેનાથી કયા જીવને ત્રાસ થયો નથી ? તમામ સંસારી જીવોને ઉદય આવેલાં છે, સમસ્ત સંસારી જીવ મરણ પામે છે.

ચારે ગતિમાં કર્મનો ઉદય આવે છે. માટે જે પૂર્વ અવસ્થામાં બંધ કીધેલાં છે, તેના ઉદયમાં અકળામણ મૂકી દઇ ધીરજ ધારણ કરો. અને સમતાભાવે કર્મનો વિજય કરો. સમસ્ત દુઃખ જીતવાના અવસરે હવે ખેદ શા માટે કરો છો? સમ્યગ્દૃષ્ટિ તો જન્મથી સમાધિમરણનીજ ઇચ્છા રાખે છે.

હવે આ ઘડી સોનાની છે. આ અવસર ઘણો હર્ષ કરવા જેવો છે. એવા ઉત્સાહના અવસરે વિષાદ રાખવો વ્યાજબી નથી. આ અવસર ચૂકવાથી ફરીથી અનંતકાળમાં નહીં મળશે. શ્રીભગવાન અરિહંત, સિદ્ધ, આચાર્યાદિક પરમેષ્ટીની અને સાધર્મિયોની સાક્ષીથી જે વ્રત ત્યાગ ગ્રહણ કીધાં છે, તેનો ભંગ કરવાથી પરમેષ્ટીથી પરાઙ્મુખતા થઇ; સંપૂર્ણ ધર્મનો લોપ થયો; ધર્મને દૂષણ લગાડ્યું; ધર્મના માર્ગિયોની વિરાધના થઇ; આપણા બન્ને લોક ભ્રષ્ટ કીધાં. અને મરણ તો અવશ્ય આવવાનુંજ છે. મરણ અને દુઃખ તો વ્રત, સંયમ ભંગ કીધાથી પણ દૂર થવાના નથી. જે કામ રાજા અને પંચોની સાક્ષીથી કબૂલ કીધેલાં તેનો લોપ કરવાથી તેને ભારે દંડ ખમવો પડે છે. ને વળી લોકમાં તેનો તિરસ્કાર થાય છે. અને તે પરભવમાં અનંતકાળ સુધી અનંત જન્મ મરણ, રોગ, શોક, વિયોગને પાત્ર થશે. ત્યાગ કરીને તેનો ભંગ કરવો તે મ્હોટો અપરાધ છે. જેણે ત્યાગ નથી કીધો તે તો અનાદીનો સંસારી છેજ. તેને તો ત્યાગ સંયમ વ્રત મળ્યાંજ નથી, પણ જે ત્યાગ કરીને વ્રત, સંયમ, સંન્યાસ બગાડે છે તેને ધર્મવાસના થવી અનંતાનંત કાળમાં દુર્લભ છે. ખાવા વિષે અતિ લોલુપતા

રાખવી તે બહુ નિંદ્ય છે. જે ઉત્તમ પુરૂષો છે તે તો ક્ષુધા વેદનીને પ્રાણાપહારિણી જાણીને તે મટાડવા માટેજ આહાર કરે છે, તો પણ તે માટે તેમને બહુ શરમ ભરેલું લાગે છે. આહારની કથા દુર્ધ્યાન કરનારી છે, એમ જાણીને તે કરવાનો ત્યાગ કરે છે.

આ અસ્થિ, માંસમય દેહ આહાર વગર રહી શકે નહીં અને દેહ વગર તપ, વ્રત સંયમરૂપી રત્નત્રય માર્ગ ફળે નહીં તેથી રત્નત્રયનું રક્ષણ થવા માટે સરસ, નીરસ, જેવું વખતે મળે તેવું નિર્દોષ ભોજન કરીને પેટનો ખાડો પુરે છે. રસનાઇંદ્રિયની લંપટતામાં બિલકુલ લુબ્ધ થતો નથી. મનુષ્ય જન્મની સફલતા તો ખાવાની લંપટતા જીતવાથીજ છે. તિર્યંચગતિમાં તો આહારની લંપટતાને લીધે બળવાન પ્રાણી હોય તે નિર્બળને મારીને ખાઈ જાય છે. આહારની બુદ્ધિને લીધે મા પોતાનાં બચ્ચાને ખાઈ જાય છે. મનુષ્ય ગતિમાં પણ નીચ ઉંચ જાતના ભેદ પડેલા છે, તે ભોજનના નિમિત્તથીજ છે.

આ લોકમાં જેટલાં નિંદ્ય આચરણો છે તેટલાં ભોજન માટે વિચાર નહીં કરનારાનેજ છે. જેમને ભોજન વિષે લંપટતા નથી તેઓ નિર્મળ છે, વાંછારહિત છે. આહારના લંપટી ઘણા આરંભ કરે છે. પોતાને ખાવા માટે બાગબગીચા બનાવે છે, તેમાં કરોડો ત્રસ જીવોનો ઘાત થાય છે. મહાન પાપની અનુમોદના કરે છે. અભક્ષ ભક્ષણ કરે છે. અસત્ય વચન હિંસાકારક વચન આહારનો લંપટી બોલે છે. આહારનો લંપટી સારૂં ખાવાનું મળવા માટે ચોરી કરે છે. કુશીલ સેવન કરે છે. ધન પરિગ્રહમાં બહુ મૂર્છા રાખે છે.

બીજા લોકોને મારીને, જુઠું બોલીને, ચોરી કરીને પણ મીઠાં ભોજન માટે ધન સંગ્રહ કરે છે; મીઠાં ભોજન માટે ક્રોધ કરે છે; ગર્વ કરે છે; છળકપટ કરે છે; ચોરી કરે છે; કુળક્રમ મૂકી દે છે; નીચી જાતમાં સામેલ થાય છે; નીચ જાતના મદ્યમાંસ ખાવાવાળાની ચાકરી નોકરી કરવા માંડે છે.

ભોજનનો લંપટી લાજ મૂકી દે છે. પોતાની ઉંચી જાત, ઉંચું કૂળ, ઉંચો આચાર, ઉંચો મોભો દેખાતો નથી; અને સ્વાદિષ્ટ ભોજન જોઇ મન બગાડી દે છે. આપણાં ઘરમાં ધન છતાં અને સારૂં ભોજન મળતાં છતાંબી નીચ, શુદ્ર, મ્લેચ્છ, મુસલમાનના ઘેર જઇ ખાઇ આવે છે. ભોજનનો લંપટી બજારમાં હલકા લોકોએ બનાવેલું, જેને મ્લેચ્છ મુસલમાનાદિક સ્પર્શ કરે છે, વેચે છે એવું ખરાબ ખાવાનું વેચાતું લઇને ખાય છે. ભોજનના લંપટીથી તપશ્ચરણ, જ્ઞાનાભ્યાસ, શ્રદ્ધાન, આચરણ, શીલ, સંયમ, કંઇ બનતું નથી, અને જે થોડું ઘણું કરતો હોય તે પણ મૂકીદે છે. અભક્ષ્ય, એહું માંસાદિક ખાવામાં આસક્ત થઈ જાય છે. અયોગ્ય સોબત, અને અયોગ્ય આચરણથી, પોતાના કુળક્રમને બગાડી દે છે. અપમાન થતું હોય તેને ગણતો નથી. જિવ્હા ઇંદ્રિયની લંપટતા કયા અનર્થ કરતી નથી? જોઈને ખાવું, તપાસીને ખાવું તે તો આહારના લંપટીને હોયજ નહીં. આ આહાર કેવો છે? કયાંથી આવ્યો? એવો વિચાર આહારના લંપટીને હોતો નથી. આહારના લંપટોની બુદ્ધિ તિક્ષ્ણ હોય તો તે મંદ થઇ જાય છે. અને વિપરીત થઇ જાય છે. તે સુમાર્ગ છોડી કુમાર્ગમાં પ્રવીણ થઈ જાય છે. ધર્મથી પરાંગમુખ થઇ જાય છે તે નજરે દેખિયેછીયે.

કેટલાક પુરુષ અનેક શાસ્ત્ર ભણેલાં છે અને તે વાંચીને ઘણાએકને શુભ માર્ગનો ઉપદેશ દે છે, અને ઘણાં દિવસોથી સિદ્ધાંત સાંભળે છે, તોપણ તેને સત્યાર્થ શ્રદ્ધાન, જ્ઞાન, આચરણ નથો થતું. અને વિપરીત માર્ગ છુટતો નથી. તે બધું અન્યાય અને અભક્ષ્ય ભોજન કરવાનુંજ ફળ છે. મુનીશ્વરને તો આહારની શુદ્ધિ એજ પ્રધાન છે. અને શ્રાવકને પણ બુદ્ધિની શુદ્ધતા થવા માટે આહારની શુદ્ધિજ એક કારણ છે. આહારના લંપટીને યોગ્ય, અયોગ્ય વિચાર કરવાની, આંખેથી જોવાની અને તપાસવાની સ્થિરતા હોતી નથી. ઉતાવળો થઇ ઝટકરીને ખાઈ નાંખે છે. જિવ્હાનો લંપટી માન, સન્માન, સત્કાર, પોતાનું ઉંચાપણું નહીં જોતાં મીઠું ખાવાનું મળે ત્યાં મ્હોટો લાભ થયો એમ ગણે છે.

ભોજનનો લંપટી મિષ્ટાન્ન ખવડાવનારને સ્વાધીન થઈ જાય છે. અને માતાપિતાનો તથા ગુરુનો ભૂલી ઉપકાર જઇ તેમના વિરુદ્ધ થઈ જાય છે. ભોજનના લંપટીનો વિનય તો તેની સ્ત્રી અને તેનાં છોકરાં પણ રાખતા નથી. ભોજનના લંપટીને ધર્મનું શ્રદ્ધાન પણ હોતું નથી. કારણ સમ્યગ્દષ્ટી તો આત્મિક સુખને સુખ જાણે છે; તેને ઇંદ્રિયોના વિષયજનિત સુખમાં અત્યંત અરુચિ હોય છે. જેણે સુંદર ભોજનમાંજ સુખ જોયું તે તો વિપરીત જ્ઞાની મિથ્યાદૃષ્ટી સમજવો.

જિવ્હા લંપટી માણુસ ઉંચા કુળનો હોય અને મંહા અભિમાની પણ હોય તો પણ ખાવા માટે નીચા માણુસના વખાણ કરે છે. ભોજનના લંપટી દીન થઇ પારકાનું

મોઢું જોતાં યાચના કરે છે. નહીં કરવા એમ કામ કરે છે. ફક્ત એક ભોજનની ચાહનાથી શાલિમચ્છ સાતમા નરકે ગયો; અને અનેક જંતુઓને ભક્ષણ કરનારો મહામચ્છ પહેલાં નરકે ગયો. જુવો, સુભૌમ નામનો ચક્રવર્તી દેવોએ આપેલાં દશાંગ ભોગોથી તૃપ્ત નહી થયો અને કોઈ પરદેશીએ લાવેલું ફળ ખાઇને કુટુંબ સાથે સમુદ્રમાં ડુબી મર્યો. અને મરીને સાતમા નરકે ગયો. ત્યારે બીજાઓની તો વાતજ શી ?

તમને આવું જિનેંદ્રના વચનરૂપી અમૃત પીને પણ આહારમાં અને રસવાન ભોજનમાં ગૃદ્ધિતા મટી નહીં તો એમ સમજવું કે તમને હજી અસંખ્યાત કાળ સુધી સંસારમાં ભમવાનું અને ક્ષુધા, તૃષા, રોગ, વિયોગ, જન્મ, મરણ, અનંતવાર ભોગવવાનું બાકી છે. તમે એમ ધારતા હશો કે, હું સારા સારા ભોજન કરીને અને થંડા થંડા પીણા પીને તૃષ્ણા મટાડી તૃપ્ત થઇશ, પણ આહારથી કોઈ દિવસ તૃપ્તિ થશે એમ સમજશો નહીં. ક્ષુધા તૃષાની વેદના તો અસાતા કર્મનો નાશ થવાથીજ મટશે—ખા ખા કરવાથી મટશે નહીં. ખા ખા કરવાથી તો લાલસા વધારે ને વધારે વધશે. જેમ બળતણ નાખવાથી અગ્નિની તૃપ્તિ થવાની નથી, અને નદિયોથી સમુદ્ર તૃપ્ત થવાનો નથી, તેમજ ખાવાથી ભુખની તૃપ્તિ થવાની નથી.

લાંભાતરાયના અત્યંત ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલો અને અત્યંત બલ, વીર્ય, તેજ કાંતિને આપનારો માનસિક આહાર અસંખ્યાત કાલ સુધી સ્વર્ગમાં ઇંદ્ર અહમિંદ્રે ભોગવ્યો છતાં પણ ક્ષુધા વેદનાના અભાવરૂપી તૃપ્તિ તમને

ન થઇ તેમજ ચક્રવર્તી, નારાયણ, બળભદ્ર, પ્રતિનારાયણ, અને ભોગભૂમિના મનુષ્યાદિકોને લાભાંતરાય ભોગાંતરાયના અત્યંત ક્ષયોપશમથી મળેલો દિવ્ય આહાર ઘણાં વર્ષોસુધી ભોગવ્યાં છતાં પણ તેમની ક્ષુધા વેદના દૂર નહીં થઇ તો તમારે કિંચિત્ માત્ર અન્નાદિક ભક્ષણ કરવાથી તૃપ્તિ કેવી રીતે થશે? માટે ધીરજ રાખી આહારની વાંછા જીતવા માટે પ્રયત્ન કરો.

હવે તમે કેટલુંક ખાવાના છો? અને તેનો સ્વાદ પણ કેટલાક વખત સુધી રહેવાનો છે? જીભ ઉપર મુકીયે તેટલાં વખત સુધી સ્વાદ છે. ગળી ગયા એટલે સ્વાદ બંધ થયો. ફક્ત તૃષ્ણા વધારે વધારે વધે છે. સઘળી જાતનો આહાર તમે અનાદિકાળથી ભક્ષણ કીધો છે તોપણ તૃપ્તિ ન થઇ. તો હવે કંઠમાં પ્રાણ આવી પહોંચ્યો છે, એવી વખતે કિંચિત્ આહારથી તૃપ્તિ કેમ થશે? વાસ્તે દ્રઢતા રાખી પોતાનું આત્મહિત જાગવો. જગતમાં એવો કોઇ આહાર બાકી રહ્યો નથી જે તમે નથી ચાખ્યો. જ્યારે સંપૂર્ણ સમુદ્રનું જળ પીને તૃપ્તિ ન થઇ તો તેનું એક ટીપું ચાટવાથી તૃપ્તિ કેમ થશે? પૂર્વ અવસ્થામાં રાત દિવસ આહારને માટે દુઃખ વેઠીને આયુ પુરાં કરયાં છે.

જુઓ, ઘણા વખત સુધી આહારના સ્વાદની વાંછા રહે તે દુઃખ; પછી આહારની જોગવાઇ મેળવવા માટે વેપાર, ચાકરી, મજુરી વગેરે કરી ધન ઉપાર્જન કરવું તે દુઃખ; આહાર માટે પરાધીન થવું, દીનતા રાખવી તે પણ દુઃખજ; ધન ખરચાય તે પણ દુઃખ; આહાર વાસ્તે સ્રીને પુત્રને સ્વાધીન થઇ રેહેવું તે પણ દુઃખજ; આહાર તૈયાર થાય

અને ખાવા મળે ત્યારસુધી તેની વાંછા કરતાં બેસવું તે પણ દુઃખજ; આહાર લીધા પછી તે પચે ત્યારસુધી પણ દુઃખ; કોઈ રસાદિક સામગ્રી નહીં હોય તે લાવવા માટે તસ્દી લેવી પડે તે એક દુઃખ, આપણી ઈચ્છા મુજબ નહીં મળે તે પણ દુઃખ, જ્યારે મિષ્ટ ભોજન મળે ત્યારે ખાટાની લાલસા થાય; તીખાંની લાલસા થાય, તે મળે તો વળી પાછી મીઠાંની લાલસા થાય, એમ વારે ઘડિયે અનેક લાલસાઓ થવાનીજ. અને લાલસા મટી નથી ત્યાં સુખ શાનું? જીભને સ્પર્શ થયો તેટલાંજ વખત સુધી તેનો સ્વાદ, જીભની નીચે ઉતર્યા પછી કાંઇ સ્વાદ નથી. મનવાંછિત ઉત્કૃષ્ટ આહાર હોય તો પણ એક ક્ષણ-માત્ર જીભને અડકેલો છે ત્યારસુધી તેનો સ્વાદ છે, જીભને ઓળંગીને ગયો કે સ્વાદ બંધ થયો. અને જીભને અડકયો નથી ત્યાંસુધી પણ સ્વાદ નથી. એક પલક માત્ર આહારના સ્પર્શનો સ્વાદ છે. તેટલા માટે ઘોર દુર્ધ્યાન કરવાં પડે છે, અને મહાન સંકટો વેઠવાં પડે છે. ભોજન કર્યાં પછી પણ વાંછારહિત થતો નથી.

હવે એવાં દુઃખ આપનારા આહારનો ત્યાગ કરવાનો અવસર આવ્યો છે. આ અવસરને મહાન દુર્લભ અને અક્ષય નિધાનના લાભ સમાન સમજીને આહારના સ્વાદ માટે વિરકત થાઓ. અહિયાં જો દૃઢ પરિણામથી આહારમાં વિરકત થશો તો સ્વર્ગ લોકમાં જઈ ઉપજશો. અને ત્યાં હજારો વરસ સુધી ક્ષુધા વેદના જશેજ નહીં. જ્યાં જેટલા સાગર પ્રમાણ આયુ હોય ત્યાં તેટલા હજાર વરસ સુધી તો ભોજનની ઇચ્છાજ ઉપજતી નથી. અને પછી કિંચિત્ ઇચ્છા

થઈ તો કંઠમાંથી અમૃત પરમાણું એવાં દ્રવે છે કે એક ક્ષણ-માત્રમાં તેની ઈચ્છાનો અભાવ થઈ જાય છે ! !

આ સઘળો પ્રભાવ અસંખ્યાત વર્ષો સુધી ક્ષુધા વેદના નષ્ટ થવા માટે પૂર્વ ભવમાં આહારની લાલસા છોડીને અનશન તપ, અવમૌદર્ય તપ, રસ પરિત્યાગ તપ કરવાનો છે. આ મનુષ્ય અને તિર્યંચ ગતિમાં ક્ષુધા, તૃષા, રોગાદિકનું જે ઘોર દુઃખ અનંતકાળથી ભોગવ્યું છે તે સર્વે આહારની લંપટતાનું ફળ છે. જ્યારે આહારની લંપટતા છોડી ત્યારે ક્ષુધાદિ વેદના રહિત અને કવલાહાર રહિત દિવ્ય દેહ થાય છે.

હવે જો આ વેદનાથી દુઃખી થયાં છો તો આહારનો ત્યાગ કરવામાં નિશ્ચય રાખો, એટલે થોડા વખતમાં વેદના રહિત કલ્પવાસી દેવોમાં જઈ ઉપજશો. એમ ઘણાએ આહાર કર્યા કરશો તો પણ વેદના રહિત થવાના નથી. સર્વે દુઃખનું મૂળ કારણ આ જીવને એક શરીરનું મમત્વ છે. એની મમતાથી તેની રક્ષા કરવા માટે અનંતાનંત કાળ સુધી દુઃખ ભોગવ્યાં છે. ક્ષુધા, તૃષ્ણા, રોગાદિક પરીષહોનાં જેટલાં દુઃખ છે તે સર્વે ફક્ત શરીરની મમતાથીજ છે. જે મહંત પુરૂષોએ દેહની મમતા છોડી છે તેમને અસ્થિ, માંસ, ચર્મમય મહા દુર્ગંધ અને રોગોથી ભરેલો દેહ ધારણ કરવો પડતો નથી. તેમણે જ્યાંસુધી સંસાર છુટયો નથી ત્યાં સુધી ઇંદ્રાદિક દેવોનો દિવ્ય દેહ પ્રાપ્ય થાય છે. અને પછી શીલ સંયમાદિ સામગ્રી મળીને તેઓ નિર્વાણપદને પામે છે. જો દેહની વેદનાથી દુઃખી થયા હો તો તુરતજ દેહની મમતા મૂકી દ્યો. એટલે દેહ ધારવો પડશે નહીં. આહારની ઈચ્છાથી દુઃખી થયાં હો તો

આહારનો ત્યાગ કરો, એટલે ફરીથી ક્ષુધા તૃષાની વેદનાજ થશે નહીં. ક્રમેક્રમે દેહને એવી રીતે કૃષ કરો કે જેથી વાત, પિત્ત, કફના વિકાર મંદ થતા જાય, પરિણામોમાં શુદ્ધતા વધતી જાય.

જેવી રીતે પ્રથમ કહી ગયા તેવા ક્રમથી આહારનો ત્યાગ કરીને શક્તિ મુજબ પાણીનો પણ ત્યાગ કરવો. અંતકાળમાં શક્તિ રહે ત્યાસુધી પંચ નમસ્કાર મંત્ર તથા બાર અનુપ્રેક્ષાને યાદ કરતાં રહેવું અને જો શકિત ઘટી જાય તો ફકત અરિહંત નામનું અથવા સિદ્ધ નામનુંજ ધ્યાન કરવું. બિલકુલ શક્તિ ન હોય ત્યારે નજીક બેઠેલાં ધર્માત્મા વાત્સલ્ય અંગના ધારક અને સ્થિતિકરણમાં સાવધાન રહેનારાઓએ હમેશા ચાર આરાધના અને પંચ નમોકાર એવાં મધુર સ્વરથી અને બહુ ધીરજથી તેને સંભળાવે કે, જેથી આરાધકના અશકત થયેલાં શરીરને અને મગજને તે શબ્દોથી ત્રાસ થાય નહીં; અને તે સાંભળવામાં તેનું ચિત્ત લાગે.

ઘણાં માણસો ભેગા થઇ ગડબડ મચાવે નહીં. એક પછી એક સાધર્મી માણસ ક્રમથી ધર્મ સંભળાવે અને ભગવાનનું નામ યાદ કરાવે. આરાધકની પાસે ઘણા લોકો ભેગાં નહીં થવાં દેવાં. તેમજ સંસારી મમત્વ અને મોહ વધારનારી વાતો કરનારાઓને પણ પાસે આવવાં દેવાં નહીં. પંચ નમોકાર અને ચાર શરણા વિગેરે વીતરાગ કથા સિવાય બીજું કંઇ તેના નજીક કરવું નહીં. બેચાર માણસ ધર્મ જાણનારા સિવાય બીજાનો સમાગમ ત્યાં નહીં રહેવો જોઇએ.

આરાધકે સલ્લેખનાના પાંચ અતિચાર છોડવા જોઇએ તે પાંચ અતિચાર જાણવા માટે સૂત્ર કહે છે—

**जीवितमरणाशंसे भयमित्रस्मृतिनिदाननामानः ॥**
**सल्लेखनातिचाराः पंचजिनेंद्रैः समादिष्टाः ॥**

**અર્થ**:—સલ્લેખના કરીને જો જીવવાની ઇચ્છા રાખે કે બે દિવસ જીવું તો સારૂં, તો તે એક જીવિતાશંસા નામનો અતિચાર છે. અને જો મરવાની ઇચ્છા રાખે કે, હવે મરણ આવે તો સારૂં, તો તે એક બીજો અતિચાર મરણાશંસા નામનો છે. મરણ વખતે કેવું દુઃખ થશે ? તે કેમ સહન થશે એમ ભય રાખવો તે ભય નામનો ત્રીજો અતિચાર છે. આપણા સ્વજન સ્ત્રી, પુત્ર, પુત્રી, મિત્રોને યાદ કરવાં તે મિત્રસ્મૃતિ નામનો ચોથો અતિચાર છે. અને આગળના ભવમાં વિષય ભોગની અથવા સ્વર્ગાદિકની વાંછા કરવી તે નિદાન નામનો પાંચમો અતિચાર છે. સલ્લેખનાના એવા પાંચ અતિચાર જિનેંદ્ર ભગવાને કહ્યાં છે.

સલ્લેખના મરણમાં સર્વે ત્યાગ કરીને ફકત આપણા જ્ઞાયકભાવનું અવલંબન કરવાનું છે. અને સમસ્ત દેહાદિકથી મમતા છોડી દઇ સંન્યાસ ધારણ કીધો ને વળી પછી જીવવાની, મરવાની વાંછા કરવી, બીક રાખવી, મિત્રોમાં અનુરાગ કરવો, આગળનાં ભવમાં સુખની વાંછા કરવી, તેનાથી પરિણામની ઉજવલતા બગડી જઈ રાગ, દ્વેષ, મોહ વધારવાનાં પરિણામ થવાનાં છે. તેથી તેને સલ્લેખનાને મેલાં કરનારાં અતિચાર કહેલાં છે.

નિર્દોષ આરાધનાના ધારણથી ગૃહસ્થ સ્વર્ગ લોકમાં મહર્દ્ધિક દેવ થાય છે તેનું વર્ણન કીધું. પછી સંયમ ધારણ કરીને નિઃશ્રેયસ એટલે નિર્વાણ પ્રાપ્તિ તેને થાય છે, તે નિઃશ્રેયસનું સ્વરૂપ બતાવવાને સૂત્ર કહે છે—

**निःश्रेयसमभ्युदयं निस्तीरं दुस्तरं सुखांबुनिधिं ॥**
**निःपिबति पीतधर्मा: सर्वैदुःखैरनालीढः**

**અર્થ**:—એવી રીતે જે સમ્યગ્દૃષ્ટી જીવ સલ્લેખના સહિત બાર વ્રત ધારણ કરે છે, તે જિનેંદ્રના ધર્મરૂપી અમૃતનું પ્રાશન કરીને તૃપ્ત થઈ રહે છે. માટે જે પીતધર્મા કહિએ ધર્મ આચરણ કરનારો ધર્માત્મા શ્રાવક છે, તે અભ્યુદય એટલે સ્વર્ગમાંનું મહર્દ્ધિકપણું અસંખ્યાત કાળસુધી ભોગવીને પછી મનુષ્ય ભવમાં ઉત્તમ રાજ્યાદિક વૈભવ પામીને પછી સંસાર દેહ ભોગોથી વિરક્ત થઇ શુદ્ધ સંયમ અંગિકાર કરે છે; અને પછી નિઃશ્રેયસ એટલે નિર્વાણ પદને નિઃપિબતિ એટલે આસ્વાદે છે, અનુભવ કરે છે. તે નિઃશ્રેયસ કેવું છે? નિસ્તીર એટલે તીર રહિત અંતરહિત છે. વળી દુસ્તર છે. એટલે જેનો પાર નથી. સુખનો સમુદ્ર છે, એવું નિર્વાણ સુખ સંપૂર્ણ દુઃખોથી અલગ થયો છતાં તે ભોગવે છે.

વળી પણ તે નિઃશ્રેયસનું સ્વરૂપ કહે છે—

**जन्मजरामयमरणैः शोकैर्दुखैर्भयैश्च परिमुक्तं ॥**
**निर्वाणं शुद्धसुखं निःश्रेयसमिष्यते नित्यं ॥**

**અર્થ**:—જે જન્મ, જરા, રોગ, મરણ, શોક, દુઃખ, ભયથી રહિત છે. અને નિત્ય અવિનાશી, કેવળ શુદ્ધ સુખસ્વરૂપ છે, તેને નિર્વાણ અથવા નિઃશ્રેયસ કહે છે. તેજ ઇષ્ટ છે. વળી નિઃશ્રેયસનું સ્વરૂપ કહે છે—

**विद्यादर्शनशक्तिस्वास्थ्यप्रल्हादतृप्तिशुद्धियुजः ॥**
**निरतिशयानिरवधयो निःश्रेयसमावसंति सुखं ॥**

**અર્થ**:—વિદ્યા એટલે કેવલજ્ઞાન, દર્શન એટલે અનંત

દર્શન, શક્તિ એટલે અનંતવીર્ય, સ્વાસ્થ્ય એટલે પરમ-વીતરાગતા, પ્રલ્હાદ એટલે અનંતસુખ, તૃપ્તિ એટલે વિષયો વિષે નિર્વાંછકતા, શુદ્ધિ એટલે દ્રવ્યકર્મ ભાવકર્મોથી રહિત થવું, એનાથી આત્મ સંબંધને પ્રાપ્ત થયાં. અને નિરતિશયા એટલે જ્ઞાનાદિક પુર્વોકત ગુણોની હીનાધિકતા રહિત, અને નિરવધયઃ એટલે કાલની મર્યાદા રહિત થયેલાં નિઃશ્રેયસ એટલે નિર્વાણમાં સુખેથી વસે છે.

વળી નિઃશ્રેયસનું સ્વરૂપ કહે છે—

काले कल्पशतेपि च गते शिवानां न विक्रिया लक्ष्या ।
उत्पातोपि यदि स्यात् त्रिलोकसंभ्रातिकरणपटुः॥

અર્થ—અનંતાનંત કલ્પકાલ વ્યતીત થઈ જાય તો પણ મુકત જીવોના સ્વરૂપનો અન્યથા ભાવ થતો નથી. તેમજ ત્રણલોકમાં સંભ્રમ કરવાને સમર્થ એવો કોઇ ઉત્પાત થાય તો પણ સિદ્ધ જીવોને વિકાર થતો નથી.

વળી સિદ્ધોનું સ્વરૂપ કહે છે—

निःश्रेयसमधिपन्नास्त्रैलोक्यशिखामणिश्रियं दधते ॥
निःकीटकालिकाछविचामीकरभासुरात्मानः ॥

અર્થઃ—નિર્વાણ પામેલા મુકત જીવો છે, તે કિટ્ટ અને કાલિકારહિત કાંતિમાન, સુવર્ણવત, દ્રવ્યકર્મ, ભાવકર્મ, નોકર્મરૂપ મેલથી રહિત પ્રકાશમાન સ્વરૂપ થઈ ત્રિલોકના શિખામણીની લક્ષ્મીને ધારણ કરે છે. અને સંન્યાસ ધારણ કરનારા પુરૂષ સ્વર્ગે પણ જાય છે.

पूजार्थाज्ञैश्वर्यैर्बलपरिजनकामभोगभूयिष्ठैः ॥
अतिशयितभुवनमद्भुतमभ्युदयं फलति सद्धर्मः ॥

**અર્થ:**—સમ્યગ્ધર્મ છે તે અભ્યુદય ફળ એટલે ઇંદ્રાદિક પદવીને પમાડે છે, તે ઇંદ્રાદિક પદવી કેવી છે જ્યાં પૂજા, અર્થ, આજ્ઞા, એશ્વર્ય, બળ, ચાકર નોકર કામભોગની વિપુલતા એ ત્રણ ભુવનને ઉલ્લંઘન કરે એવાં છે. ત્રણ લોકમાં આશ્ચર્ય ઉપજાવે એવાં અભ્યુદયને આ સમ્યગ્ધર્મજ પમાડે છે.

**ભાવાર્થ:**—ત્રણ લોકમાં દેખવામાં, સાંભળવામાં અને ચિંતવન કરવામાં નહીં આવે એવો અભ્યુદય પ્રાપ્ત થવો તે સમ્યગ્ધર્મનુંજ ફળ છે. ધર્મના પ્રભાવથીજ ઇંદ્રપણું અને અહમિંદ્રપણું પામિયે છિયે.



# મૃત્યુ મહોત્સવ.

मृत्युमार्गे प्रवृत्तस्य वीतरागो ददातु मे ॥
समाधिबोधौ पाथेयं यावन्मुक्तिपुरी पुरः ॥१॥

**અર્થ:**—હું મૃત્યુના પંથે લાગ્યો છું, માટે મુક્તિનગરમાં પહોંચું ત્યાંસુધી સમાધિ કહિયે આત્માની સાવધાની અને બોધ કહીયે રત્નત્રયનો લાભ, આ બે ચીજોનું ભાથું શ્રી વીતરાગ ભગવાન મને આપે.

**ભાવાર્થ:**—મેં અનાદિ કાળથી જે અનંત કુમરણ કીધાં તે એક સર્વજ્ઞ વીતરાગજ જાણે છે. એક વખત પણ સમ્યક્મરણ નહીં કીધું. જો સમ્યક્મરણ કીધું હોત તો સંસારમાં ફરી ફરીથી મરણ કરવું પડત નહીં. સમ્યક્મરણ એટલે દેહનો નાશ થાય અને આત્માના સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, સ્વભાવનો વિષય કષાય વડે ઘાત નહીં થાય તેને સમ્યક્મરણ કહે છે. અને મિથ્યા શ્રદ્ધાનરુપ થઇને દેહના નાશનેજ આપણા આત્માનો નાશ સમજે છે અને સંકલેશથી મરણ કરે છે તેને કુમરણ કહેવાય. માટે મેં આજ સુધી મિથ્યાદર્શનના પ્રભાવથી શરીરનેજ આત્મા જાણીને પોતાના જ્ઞાનદર્શન સ્વભાવનો ઘાત કરી અનંત પરિવર્તન કીધાં. હવે શ્રી ભગવાન વીતરાગને પ્રાર્થના કરૂં છું કે, મારા મરણ વખતે વેદના મરણ અથવા આત્મજ્ઞાનરહિત મરણ ન થાઓ. કારણ સર્વજ્ઞ વીતરાગ જન્મમરણરહિત થયા છે, માટે હું પણ સર્વજ્ઞ વીતરાગના શરણે

રહીને સંકલેશ પરિણામ છોડી દઇ ધર્મધ્યાનમાં મરણ ચાહું છું. અને શ્રી વીતરાગ ભગવાનનુંજ શરણુ ગ્રહણ કરૂં છું.

હવે હું મારા આત્માને સમજાવું છું—

कृमिजालशताकीर्ण जर्जरे देहपंजरे ॥
भज्यमानेन भेतव्यं यतस्तत्वं ज्ञानविग्रहः ॥२॥

અર્થ:—હે આત્મા, આ શરીરરૂપી પાંજરૂં જીવડાની સેંકડો જાળીયોથી ભરેલું છે, અને જુનું થઇ ગયેલું છે. હવે તેનો નાશ થતો હોય તો તું શું કરવા ડરે છે? તું તો જ્ઞાનશરીર ધારણ કરનારો છે.

ભાવાર્થ:—તારૂં સ્વરુપ તો જ્ઞાન છે. તેમાં આ સઘળા પદાર્થો પ્રકાશમાન થયાં છે. તું અમૂર્તિક, જ્યોતિ સ્વરૂપ, અખંડ, અવિનાશી, જ્ઞાતા અને દષ્ટા છે. અને આ શરીર તો હાડકાં, માંસ, લોહી અને ચામડાં વિગેરેનું બનેલું છે, અત્યંત દુર્ગંધ છે, નાશવંત છે. ત્હારા સ્વરૂપથી અત્યંત ભિન્ન છે. કર્મના સંબંધથી એક ક્ષેત્રમાં અવગાહ કરીને ત્હારી સાથે એકઠું થઈ રહ્યું છે. તોપણ એને અને ત્હારે અત્યંત ભેદ છે. આ શરીર પૃથ્વી, જલ, અગ્ની અને પરમાણુનો પિંડ છે. વખત આવે તે વિખરાઇ જશે, પણ તું અવિનાશી અખંડ જ્ઞાયક રૂપ હોવા છતાં શરીરનો નાશ થવાથી શા માટે ડરે છે?

ज्ञानिन् भयं भवेत्कस्मात्प्राप्ते मृत्युमहोत्सवे ॥
स्वरूपस्थः पुरं याति देहि देहांतरस्थितिः ॥३॥

અર્થ:—હે જ્ઞાની! આ આત્મા પોતાના સ્વરૂપમાં કાયમ રહીને આ દેહમાંથી નિકળી અન્ય દેહમાં જાય છે. તેનો આ મૃત્યુરૂપી મહોત્સવ છે, તો તું ભય શું કરવા કરે છે?

**ભાવાર્થ:**—જ્યારે કોઇ એક માણુસ જુના ઝુંપડામાંથી નિકળીને બીજાં નવા મેહેલમાં રહેવા માટે જતો હોય તે વખત તે મોટા ઉત્સાહથી જાય છે. તેમ આ આત્મા પોતાના સ્વરૂપમાં કાયમ રહીને આ શરીરરૂપી જુનું ઝુંપડું મુકીને નવા શરીરરૂપી મેહેલમાં જાય છે. તે તો ઘણા આનંદનો અવસર કહેવાય; તેમાં બ્હીક રાખવા જેવું નુકશાન શું છે? અને જો આપણા લાયક સ્વભાવમાં કાયમ રહીને સ્વર્ગ લોકમાં જવાનું થશે તો ત્યાં ધાતુ ઉપધાતુ રહિત એવું દિવ્ય વૈક્રિયક શરીર મળશે. ત્યાં અનેક મહર્દ્ધિક દેવ મને માન આપશે. અને જો અહિયાં ભયભીત થઈ પોતાના જ્ઞાનસ્વભાવને બગાડીને પર પદાર્થમાં મમતા પકડીને મરીશ તો એકેંદ્રિયાદિક ગતિમાં જન્મ પામીશ. અને ત્યાં પોતાના જ્ઞાનનો ઘાત થઈ જડરૂપ થઈને રહીશ. માટે આવાં મેલાં અને ક્લેશ સહિત શરીરને છોડીને ક્લેશ રહિત નિર્મળ શરીરમાં જવું તે તો મોટા ઉત્સવ જેવું છે.

सुदत्तं प्राप्यते यस्मात् दृश्यते पूर्वसत्तमैः ॥
भुञ्यते स्वर्गजं सौख्यं मृत्युभीतिः कुतः सतां॥४॥

**અર્થ:**—આગળ થયેલા ગણધરાદિક સત્પુરૂષો એમ બતાવે છે કે, જો કોઈ સારી કરણી કરેલી હોય તો તેનું ફળ મરણથી પ્રાપ્ત થાય છે. સ્વર્ગલોકનું સુખ પણ મરણથીજ ભોગવવા મળે છે, માટે સત્પુરૂષોને મરણનો ભય શા માટે હોય?

**ભાવાર્થ**—આપણી કરણીનું ફળ તો મરણ પછીજ મળવાનું છે. આપણે જો છ કાય જીવને અભયદાન દીધું છે; રાગ, દ્વેષ, કામ ક્રોધાદિકનો નાશ કીધો છે; અસત્ય,

અન્યાય, કુશીલ, પરધન હરણનો ત્યાગ કીધો છે; અને પરમ સંતોષ ધારણ કરીને પોતાના આત્માને અભયદાન દીધું છે, તો તેનું ફળ સ્વર્ગલોક વગર કયે ઠેકાણે ભોગવવામાં આવે! અને તે સ્વર્ગલોકનું સુખ તો મૃત્યુરૂપી મિત્રના પ્રસાદથીજ મળવાનું છે. માટે આ જીવને મૃત્યુસમાન ઉપકારક બીજું કશું નથી. અહિયાં મનુષ્યપર્યાયના જીર્ણ શરીરમાં કેટલુએ દુઃખ ભોગવતો કેટલાક કાળ રહીને આર્તધ્યાન રૌદ્રધ્યાનથી તિર્યંચગતિમાં અને નરકગતિમાં જઇને પડયો હોત, માટે હવે મરણનો ભય રાખીને અને દેહ, કુટુંબ, પરિગ્રહ ઉપર મમતા કરીને આ ચિંતામણી કલ્પવૃક્ષ સમાન સમાધિમરણને બગાડી કુમરણ કરી દુર્ગતિમાં જવું વ્યાજબી નથી.

आगर्भाद्दुःखसंतप्तः प्रक्षिप्तो देहपंजरे ॥

नात्माविमुच्यतेऽन्येन मृत्युभूमिपतिं विना ॥९॥

**અર્થઃ**—આ મારા કર્મરૂપી શત્રુએ મારા આત્માને દેહરૂપી પાંજરામાં નાંખ્યો છે. તેથી કરીને હું ગર્ભમાં આવ્યો ત્યારથી સદાકાળ ક્ષુધા, તૃષા, રોગ, વિયોગ ઈત્યાદિ અનેક દુઃખથી પીડાતો આવ્યો છું. હવે આવાં અનેક દુઃખોથી વ્યાપ્ત એવાં દેહરૂપી પાંજરામાંથી મૃત્યુરૂપી રાજા વગર કોણ છોડાવશે ?

**ભાવાર્થઃ**—આ દેહરૂપી પાંજરામાંથી કર્મરૂપી શત્રુએ મને નાખ્યો છે. ત્યાં ઇંદ્રિયોને સ્વાધીન થઈ જુદા જુદા પ્રકારની પીડા સહન કરૂં છું. દરરોજ ક્ષુધા અને તૃષાની વેદના મને ત્રાસ આપે છે. હંમેશ શ્વાસ લેવો અને કાઢવો, જુદા જુદા પ્રકારના રોગની વેદના ભોગવવી; પેટ ભરવા માટે પરાધીનતા વેઠવી, સેવા કરવી, ખેતરો ખેડવાં, વેપારનાં

વૈતરાં કરવાં, વગેરે અનેક ક્લેશ વેઠવાં પડે છે. ટાઢ, ગરમી ખમવી; દુષ્ટ લોકો ગાળો દે, અપમાન કરે, લાકડીથી મારે તે સહન કરવું. સ્ત્રી પુત્રાદિક કુટુંબને આધીન રહેવું; રાજાને તાબે રહેવું; ધનવાનને કબજે થવું, એવા બંદીગ્રહ સમાન દેહમાંથી મરણરૂપી રાજા વગર કોણ કાઢશે?

આ શરીરને હરરોજ ઉઠાડવું, જમાડવું, પાણી પાવું, ન્હવડાવવું, ઉંઘાડવું, કામાદિક વિષય સાધન કરાવવાં, વસ્ત્ર પેહેરાવવાં, ઘરેણાં પેહેરાવી સુશોભિત કરવું, વગેરે આ શરીરની ચાકરી કરતાં કરતાં આત્માને કેટલો ત્રાસ વેઠવો પડે છે? આત્મા કેટલો ભયભીત થાય છે? પોતાને પણ ભુલી જાય છે, ત્યારે હવે એવા દેહને ક્યાં સુધી દુઃખી કરવો! એવા કૃતઘ્ન દેહમાંથી આત્માને છોડાવનારો મૃત્યુરૂપી રાજ વગર બીજો કોણ છે? જો હું જ્ઞાનના બળથી સાવધાની રાખીને શરીર ઉપરની મમતા મૂકી દર્શન અને ધર્મધ્યાનમાં ચિત્ત રાખીને સંક્લેશ રહિત વીતરાગતા પૂર્વક સમાધિમરણરૂપી રાજાની સહાય ગ્રહણ કરીશ તો ફરીથી મારો આત્મા દેહ ધારણ કરશેજ નહીં. એટલે મને ફરીથી દુઃખ વેઠવું પડશે નહીં. સમાધિમરણ નામનો રાજા બહુ ન્યાયમાર્ગી છે. મને તેનુંજ શરણ રહેજો. અને મારા અપમૃત્યુનો નાશ થજો.

**सर्वदुःखप्रदं पिंडं दूरीकृत्यात्मदर्शिभिः ॥**
**मृत्युमित्रप्रसादेन प्राप्यंते सुखसंपदः ॥६॥**

**અર્થઃ**—જેઓ આત્મદર્શી છે તેઓ મૃત્યુરૂપી મિત્રના પ્રસાદથી સર્વ દુઃખને આપનારા દેહપિંડને દૂર કરીને સુખની સંપદાને પ્રાપ્ત થાય છે.

**ભાવાર્થઃ**—જે આત્મજ્ઞાની આ સપ્ત ધાતુમય

અપવિત્ર અને નાશવંત શરીરને છોડીને દિવ્ય વૈક્રિયક શરીરને ધારણ કરી જુદા જુદા પ્રકારની સુખ સંપદાને પ્રાપ્ત થાય છે, તે સર્વે પ્રભાવ સમાધિમરણનો છે. સમાધિમરણ જેવું આ જીવને ઉપકાર કરનારૂં કોઇ નથી. આ દેહમાં અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં, અને મોટા મોટા રોગોની વ્યાધિયો ખમીને મરવું, અને વળી પછી તિર્યંચના દેહમાં તથા નરકમાં અસંખ્યાત અનન્તકાળ સુધી અનેક દુઃખ ભોગવવાં, એવાં જન્મમરણરૂપી અનન્ત પરિવર્તન કરવાં; તેમાં કોઈ છોડાવનારૂં નથી. આ સંસાર પરિભ્રમણમાંથી રક્ષણ કરવા કોઈ સમર્થ નથી. કદાચિત્ અશુભ કર્મના મંદ ઉદયથી મનુષ્યગતિ, ઉંચું કુળ, ઇંદ્રિયોની પૂર્ણતા, સત્પુરૂષોનો સમાગમ અને જિનેંદ્ર ભગવાનના પરમાગમનો ઉપદેશ, હાલ પ્રાપ્ત થયો છે, તો હવે કુટુંબ પરિગ્રહ ઉપરની મમતા મુકી દે, અને દેહથી જુદો એવો જ્ઞાનસ્વભાવરૂપી આત્મા છે તેનો અનુભવ કર. એવી રીતે જો દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચાર આરાધનાના શરણસહિત મરણ થઈ જાય તો એના જેવું આ જીવનું હિત ત્રણે લોકમાં અને ત્રણે કાળમાં બીજું નથી. માટે સંસાર પરિભ્રમણમાંથી છુટી જવું તે સમાધિમરણ રૂપી મિત્રના પ્રભાવથીજ છે એમ ધારણા રાખ.

मृत्युकल्पद्रुमे प्राप्ते येनात्मार्थो न साधितः ॥
निमग्नो जन्मजंबाले स पश्चात्किं करिष्यति ॥७॥

**અર્થ**:—જે જીવ મરણરૂપી કલ્પવૃક્ષ પામ્યો છતાં પોતાનું કલ્યાણ કરી લેતો નથી, તે જીવ સંસારરૂપી કીચડમાં ફસાયા પછી શું કરવાનો છે ?

**ભાવાર્થ**:—આ મનુષ્યભવમાં મરણનો સંયોગ આવે ત્યારે તે સાક્ષાત્ કલ્પવૃક્ષજ મળ્યું કહેવાય. તે વખતે જે કાંઇ લેવું હોય તે લઈ લેવું જોઇએ. જો જ્ઞાનસહિત પોતાનો નિજ સ્વભાવ ગ્રહણ કરીને આરાધનામાં ધ્યાન રાખીને મરણ કરશો તો સ્વર્ગમાનું મહર્દ્ધિકપણું, ઇંદ્રપદ, અને અહમિંદ્રપદ પામીને પાછા ચક્રવર્તી અને તીર્થંકર પદ પામીને નિર્વાણ પામશો. મરણ સમાન ત્રણે લોકમાં કોઇ દાતા નથી. એવો દાતા મળ્યો છતાંબી જો કષાયસહિત વિષયોની વાંછા રાખશો તો વિષય વાંછાનું ફળ નરક નિગોદ છે. મરણરૂપી કલ્પવૃક્ષને બગાડશો તો જ્ઞાનાદિક શાશ્વત ગુણ ખોઈ બેસશો; અને સંસારરૂપી કીચડમાં ડુબી જશો. આ વિષય વાંછાને લીધે તમને નીચ પુરૂષોની સેવા કરવી પડે છે. અતિલોભી થઇ વિષય ભોગવવા માટે ધન મેળવવા ચાહો છો તે ધન હિંસા, જુઠું, ચોરી, કુશીલ, અને પરિગ્રહમાં આસક્ત થઈ નિંદ્ય કર્મ કરી મેળવો છો. ધન માટે કુટુંબાદિકને મૂકીને પરદેશમાં ભ્રમણ કરો છો, નિંદ્ય આચરણ કરો છે, તો પણ તમારી ઇચ્છાઓ તૃપ્ત થતી નથી અને દુઃખના ભર્યા મરણ પામો છો, માટે એક વખત જો સમતા ધારણ કરીને ત્યાગ વ્રત સહિત મરણ કરશો તો ફરીથી સંસાર પરિભ્રમણનો નાશ કરીને અવિનાશી સુખને પ્રાપ્ત થશો! માટે જ્ઞાન સહિત સમાધિ મરણ કરવુંજ ઉચિત છે.

**जीर्णं देहादिकं सर्वं नूतनं जायते यतः ॥**
**स मृत्युः किं न मोदाय सतां सातोत्थितिर्यथा ॥८॥**

**અર્થ**:—જે મરણથી જુનું શરીર વિગેરે છુટી જઈ

નવું શરીર વિગેરે મળે તે મરણ સત્પુરૂષોને સાતાના ઉદય જેવું હર્ષ પમાડનારૂં કેમ ન કહેવાય ?

**ભાવાર્થ:**—આ મનુષ્યનું શરીર નિત્ય પ્રતિ સમય સમયે જુનું થાય છે. દેવોના શરીર જેવું જરારહિત નથી. દિવસે દિવસે શકિત ઘટે છે; રૂપ અને કાંતિ ઝાંખી થતી જાય છે; સ્પર્શ કઠોર થાય છે; સઘળા સ્નાયું અને નસોના બંધન ઢીલાં થઈ જાય છે. માંસ સુકાઈ જવાથી ત્વચાને ઝરેળિઓ પડે છે; આંખોનું તેજ ઝાંખું થઈ જાય છે; કાને સંભળાતું નથી; હાથપગ થાકી જાય છે; ચાલવાની શકિત ઘટે છે; ઉઠતાં, બેસતાં, ચાલતાં શ્વાસ આવે છે; કફ વધે છે; અને કેટલાય રોગ પેદા થાય છે. એવા જુના દેહના દુઃખ કેટલા દહાડા સુધી ખમતે ? અને એવાં શરીરને કેટલા દહાડા ખેંચતે ? મરણ નામના દાતાર વગર એવાં નિંદ્ય શરીરથી છોડાવી નવા દેહમાં વાસો કોણ કરાવશે ? જુનું શરીર છે તેમાં ભારે અસાતાઓ ઉદય ભોગવીયે છોયે. એ અસાતાનો ઉદય મરણ નામના ઉપગારી દાતા વગર કોણ દૂર કરે ? જેઓ સમ્યગ્જ્ઞાની છે તેમને તો મરણ થવાનો મોટો હર્ષ હોય છે. માટે જો હવે સંયમ, વ્રત, ત્યાગ, શીલમાં સાવધાન રહી એવું કાંઈ કર કે જેથી ફરીને એવાં દુઃખના ભરેલાં દેહનું ધારણુજ ન થાય. સમ્યગ્જ્ઞાની તો એનેજ મહાન સાતાનો ઉદય માને છે.

सुखं दुःखं सदा वेत्ति देहो लोके स्वयं व्रजेत् ॥
मृत्युभीतिस्तदा कस्य जायते परमार्थतः ॥९॥

**અર્થ:**—આ આત્મા શરીરમાં રહીને પણ સુખ તથા દુઃખને સદાકાળ જાણે છેજ. અને પરલોકમાં પણ

પોતેજ જાય છે, તો પરમાર્થની અપેક્ષાથી મૃત્યુનો ભય કોને હોય ?

**ભાવાર્થ:**—અજ્ઞાની બહિરાત્મા હોય છે તે શરીરમાં રહેતો હોઇ હું સુખી, હું દુઃખી, હું મરૂં છું, હું ભુખ્યો છું, હું તરસ્યો છું, અમારો નાશ થયો એમ માને છે. અને અંતરાત્મા સમ્યગ્દૃષ્ટી એમ માને છે કે જે જન્મ્યો છે તે મરવાનો છેજ. આ શરીર પૃથ્વી, જલ, અગ્નિ વાયુના પુદ્ગલ પરમાણુઓના પિંડથી ઉપજેલું નાશ થવાનું છેજ. હું જ્ઞાનમય અમૂર્ત્તિક આત્મા છું. અમારો નાશ કોઇ રીતે થવાનો નથી. આ ક્ષુધા, તૃષા, વાત, પિત્ત, કફાદિક રોગોની વેદના પુદ્ગલને છે. હું તેમનો જ્ઞાતા છું. હું તેમાં અહંકાર ફોગટનો કરૂં છું. આ શરીરને અને મારે એક ક્ષેત્રમાં રહેવાનો અવગાહ છે, તોપણ મારૂં રૂપ જ્ઞાનમય છે, શરીર જડ છે; હું અમૂર્તિક છું, દેહ મૂર્તિક છે; હું અખંડ છું, શરીર અનેક પરમાણુઓનો પિંડ છે. હું અવિનાશી છું, દેહ વિનાશિક છે. હવે આ દેહમાં ક્ષુધાતૃષાદિક વેદનાઓ અને રોગ ઉત્પન્ન થયાં છે તેમનો જ્ઞાતા થઇ રહેવાનુંજ મારૂં કામ છે. કારણ મારો તો જ્ઞાયક સ્વભાવજ છે. પારકી વસ્તુમાં મમત્વ કરવો તે તો અજ્ઞાન છે; મિથ્યાત્વ છે. જેમ એક મકાનમાંથી નીકળી બીજા મકાનમાં પ્રવેશ કરવો તેમ મારા શુભ અશુભ ભાવનાઓથી ઉપજાવેલાં જે કર્મો છે તેથી રચેલાં અન્ય શરીરમાં મારે જવાનું છે તેમાં મારા સ્વરૂપનો નાશ નથી. માટે વિચાર કરીને જો કે મરણનો ભય કોને હોય ?

**संसारासक्तचित्तानां मृत्युर्भीत्यै भवेन्नृणां।**
**मोदायते पुनः सोऽपि ज्ञानवैराग्यवासिनां ॥१०॥**

